# SHUKAN PRABHA CHARITRA,

## PART I.

*Edited and Published*

By

GOKALDAS LALCHAND SHAH.



AHMEDABAD:

Printed at the Ahmedabad United Printing and
General Agency Company (Limited) by
Ranchhorelal Gangaram.

1892.

Price 1—4—0

# शुकनप्रभा चरित्र.

## भाग पहेलो.



રચીને પ્રસિદ્ધ કરનાર.
गोकळदास लालचंद शाह.



अमदावादमां.
મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રીન્ટીંગ અને જ-
નરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગગારામે છાપ્યું.

સંવત ૧૯૪૮. સને ૧૮૯૨.

કીંમત રૂ. ૧-૪-૦

# अर्पण पत्रीका.

મેહેરબાન ગોવીંદજીભાઈ માધવજીભાઈ.

ન્યાયાધિશ સાહેબ.

સ્વસ્થાન ધ્રાંગધરા.

## હરીગીતછંદ.

ગૂણવાનને ગંભીરછો, મુજ મીત્ર ગોવીંદજી મણી;
ઔદાર્યતા પ્રસિદ્ધ, ઉપમા છે ન કો બુદ્ધિ તણી;
ચાતુર્ય પેખી તમ તણું, મણી મીત્ર દીલ માંહી ઠરૂં;
સદ્‌ભાવથી સન્મીત્ર જાણી, ગ્રન્થ આ અર્પણ કરૂં. ૧
કળા તણા નીધાન, મત્સર દીલ વિષે છે ના રતી;
મૈત્રીની ભાવણ મીત્ર છો, અપુર્વ પ્રીતી હું પ્રતી;
સતપંથ ચાહી મીત્રની, સાતત્ય શિખ દીલમાં ધરૂં;
સદ્‌ભાવથી સન્મીત્ર જાણી, ગ્રન્થ આ અર્પણ કરૂં. ૨
કુપાત્રના રીપુ ખરા, સુપાત્રના સ્નેહી ખરા;
વિદ્વાન પંડીત ભાવતા, દુઃખ રંકના દિલથી હર્યા;
ગવાય કીર્તી જગ વિષે, શું અલ્પ બુદ્ધિ ઉચરૂં;
સદ્‌ભાવથી સન્મીત્ર જાણી, ગ્રન્થ આ અર્પણ કરૂં. ૩
આદીતવત્ શુદ્ધ મીત્ર, વિનયી મગ્ન થાઉં મુખ ન્યાળિને;
ખુશી ધરૂં પુર ઉર વિષે, શુદ્ધ મીત્રતા સંભાળીને;
ઈશ પ્રાર્થના મુજ દિલ ધરી, હર ભય તું એનો હું સ્મરૂં;
સદ્‌ભાવથી સન્મીત્ર જાણી, ગ્રન્થ હું અર્પણ કરૂં. ૪

હુંછું આપનો આજ્ઞાકીત મીત્ર.

**ગોકળદાસ લાલચંદ શાહ.**

ગ્રન્થ કર્તા.

# પ્રસ્તાવના.

અહો ! પ્રીય પ્રેમી વાંચનાર સાહેબો હું આપની સમક્ષ વિનંતિ કરૂંછું કે આગળ થઈ ગયેલ શુરા તેમજ હીમતવાન ક્ષત્રીઓ વીનયી વીવેકી, વીદ્વાનો, અને બહાદુર બંકા જેવા મહાન પુરૂષોએ કરેલા કૃત્ય ઉપરથી આ વખતે મારી અલ્પ બુદ્ધિવડે આ " શુકનપ્રભા ચરિત્ર " નામનું એક લઘુ પુસ્તક રચવાનો વિચાર બહાર પાડ્યોછે; તેમાં શાંત, શ્રૃંગાર, હાસ્ય, વિર, કરૂણા અને વૈરાગ્ય આદી રસાલંકારો આજના શોખીલા સજ્જનો તથા પ્રીય ભાઈઓને માટે મેં મારા માનવંતા મુરબ્બી ભાઇઓની સલાહ લઈને ગદ્ય તથા પદ્યમાં લખી આ પુસ્તક આર્યબંધુઓના મન રંજન કરવાના હેતુથી તથા સંસારમાં આવી પડતા દુઃખ સમાવવા સારૂ મનને આનંદની લહેરમાં રમાડી શાંત રાખવાના હેતુથી છપાવી બહાર પાડીને સ્વદેશીઓની સેવામાં રજુ કરેલ છે માટે તેની અંદર કાંઇ ભુલચુક જોવામાં આવે તે સુધારીને વાંચશો એથી આભારી થઇશ; અને તે હવે પછીની આવૃતીમાં સુધારી લઇશ. એજ વીનંતી.

મોરબી. } ગોકળદાસ લાલચંદ શાહ
તા. ૯૨ } ગ્રન્થ કર્તા.

# શુકનપ્રભા ચરિત્ર.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧લું.

મનહર છંદ.

**ठा**મે ઠામે વ્યાપક હે, **म**નસેં ચલત ધીરા;
**को**પસેં પાનીકું દુઃખ, **दा**રૂણ કરત હે;
**र**તનસેં મોંઘે મુલ, **र**હત હે ઘર ઘર;
**रा**તદીન તલ્લીન, **सों**ચન ચલત હે.
**अ**નઓર નીર બીન, **ग**રજ સરત પણ;
**सी**ધકે તે બીન સન, **जी**વન ન રહત હે;
**ग**તી બીન પડછંદે. કહત ગોકળદાસ;
**जी**કારસેં ગુણી નરા, ઉતર કરત હે.

ભાવાર્થ—પવન.

## प्रारंभ.

કંકાવટી શહેરમાં મદારસીંગજી નામે રાજા રાજ્ય કરતો હતો, તે શહેરમાં મહેલ અને બાગ બગીચા એવા તો શોભાયમાન હતા કે લાખો માણસો હજારો દેશથી જોવા આવતા, એટલુંજ નહિ પણ ઝવેરાતના કોઠારો ભરેલા હોવાથી તે રાજા અનેક પ્રકારની કોટી સંપતીનું અભિમાન ધરાવતો હતો.

તેને એક રૂપસુંદરીથી ઉત્પન થએલ રાયસિંહજી નામે શત્રુના ટોળાને કાપી નાંખનાર, ખુબસુરત કુંવર હતો, તે કુંવરને જોઈ સ્ત્રીઓ તો શું પણ પુરૂષો મોહીત થઈ જતા હતા, અને તેને ગુણ-

સુંદરી નામે પોતાના મહેલને દીપાવનાર સદ્ગુણી સ્ત્રી પરણાવી હતી તેનો દેખાવ પણ તેના જેવોજ ખુબસુરત હતો.

રાયસિંહજીની રાજ રીતી ઘણીજ વખાણવા લાયક હોવાથી રૈયતનો પ્યાર તેના પર અતીશય વધી પડ્યો હતો. એક દીવસે ચોમાસાની રૂતુમાં ઘણો વરસાદ થવાથી પોતે રાજમહેલના ઝરૂખામાં આવી બેઠેલ છે, તે વખ્તે પોતાના ગામના તમામ ખેડુત લોકો જમીનમાં વાવેતર કરવા સારૂ બળદોને રાખડીઓ બાંધી કપાળમાં ચાંલ્લો કરી ચાલતા જતા જોવા લાગ્યો, પરંતુ ગામના એક થોભણ નામના પટેલને ગામના દરવાજેથી શુકન સારા નહિ થવાથી પાછો આવતો જોઈ તેણે પુછ્યું કે તમે કેમ પાછા વળ્યા! પટેલ કહે કે સાહેબજી આજે મુને શુકન વધ્યા નહિ, માટે આવતી કાલે જઇશ. સદરહુ બીજે દીવસે પણ તે પટેલ રાજ કચેરી પાસેથી નીકળી દરવાજે જઈ પાછો ઘર ભણી સાંતીડું લઈ ચાલ્યો આવેછે તે વખ્તે રાજા પણ તેજ જરૂખામાં જઈ સતાર બજાવે છે, રાજાની નજર ખેડુત ઉપર ગઈ કે તરત પુછ્યું કે કેમ આજે પણ પાછો વળ્યો? ત્યારે ખેડુતે કહ્યું કે સાહેબજી! આજે પણ શુકન વધ્યા નહી. તેથી ઘેર જાઉંછું; છેવટે તમામ લોકો વાવેતર કરી રહ્યા પણ આ ખેડુત તેજ વાવેતર કરવા ઘેરથી નીકળે અને દરવાજેથી પાછો આવે તેમ કરતાં કરતાં સર્વને તમામ પાક તૈયાર થવા આવ્યો, પરંતુ આ ખેડુતને શુકન થતા નથી તેવું રાજા હમેશા જોયા કરેછે. બીજા તમામ ખેડુત લોકો તમામ પાક એકઠો કરીને ગામ બહાર એક મોટા મેદાનમાં લાવી દુરસ્ત કરેછે તે વખ્તે પેલા પટેલને શુકન થવાથી વાવવા ચાલ્યો, તે જોઈ રાજા આશ્ચર્ય પામ્યો કે આંજ સુધી આને શુકન થયા નહી, અને આજે બે રૂતુમાં વાવેતર કરવા ગયો છે, તો નાહક બે ચાર મણ અનાજ જમીનમાં ફેંકી દેશે, વળી તે નબળી હાલતમાં છે માટે હું ત્યાં જઈ તેને પાછો ગામમાં લાવું તો બે ચાર મણ અનાજ તેના ઘરમાં રહે, એવો વિચાર કરી રાજા ઘોડે સ્વાર થઈ પટેલ જે ખેતરમાં વાવેતર કરતો હતો ત્યાં જઈ કહ્યું કે, અલ્યા મુરખ! આજે શું કરેછે? તમામ લોકો અનાજ દુરસ્ત કરી ઘેર લાવેછે, ને તું ઘરમાંથી કાઢી નાંખેછે; તારૂં માથું ફ-

.રી ગયું છે કે શું? ચાલ પાછો ઘેર! ખેડુતે કહ્યું કે તમે તમારા મારગે ચાલ્યા જાઓ મુને આજ સારા શુકન થયાછે તો વાવેતર કર્યા પછી હું આવીશ; આ સાંભળી રાજાએ વિચાર્યું કે, આ ખેડુતને ધમકી આપ્યા શીવાય ઘર તરફ આવે તેમ લાગતું નથી, જેથી ધમકી આપીને તેને ગામ ભણી લીધો, અને રસ્તામાં કહ્યું કે તારા શુકન તું મુને વેચાતા આપીશ? જો તું આપે તો હું તુને સો રૂપીઆ આપું, પટેલે કહ્યું જી ના! ત્યારે રાજાએ ફરીથી બસેં રૂપીઆ આપવા કહ્યા તો પણ તેણે ના પાડી ને કહ્યું કે મારા ખેતરમાં હું આજે વાવેતર કરતો હતો તેનો પાક ઓછામાં ઓછો પાંચસેં રૂપીઆનો થાત, પણ હું ગરીબને તમે વચમાં પડી માર્યો તેથી મારા કમનશીબને લીધે કૃષીનું કામ બંધ રહ્યું.

આવું સાંભળી રાજાના દીલમાં દયા આવવાથી રાજાએ પાંચસેં રૂપીઆ આપવા કબુલ કર્યા; ત્યારે તે પટેલે રાજી ખુશીથી હા કહી અને તે શુકન રાજાને વેચાતા આપ્યા ને ઘર તરફ આવ્યો, ઘેર આવતાં તેની સ્ત્રી ગાળો દેવા લાગી ત્યારે પટેલે કહ્યું કે મેં અનાજ નાંખી દીધેલું નથી, અનાજ આજે વાવ્યું વળી તેજ વખ્તે ઊગ્યું એટલે તમામ મેં લણ્યું ને ત્યાંને ત્યાં દુરસ્ત કરી તમામ માલ આજને આજ સારા ભાવે વેચી આપ્યો, જેના રૂપીઆ પાંચસો ઉપજયા છે, આવું સાંભળી સ્ત્રી બોલી કે મારી મશ્કરી શામાટે કરોછો! આજે વાવવા ગયા ને આજે ક્યાંથી તૈયાર થાય, તમારી ડગરી ખસી ગઈ છે કે શું! ઘરમાં બે ચાર મણ અનાજ હતું તે પણ ફેંકી દીધું, હવે ખાશું શું! પટેલે કહ્યું કે બેસ! ઉપજેલા રૂપીઆ લઈ આવું, એમ કહી પોતે રાજા પાસે ગયો.

રાજા આ વખતે પોતાની કચેરીમાં બીરાજ્યા હતા ત્યાં જઈ સલામ કરી બોલ્યો કે મારા ઠરાવેલા રૂપીઆ પાંચસો લાવો, આ સાંભળી રાજા ખુશી થયો. અને તમામ કચેરીમાં બેઠેલા માણસોને બનેલી બીના કહી સંભળાવી તેથી સઘળા આશ્ચર્ય પામ્યા, ને વિચાર કરવા લાગ્યા કે આ પટેલ ભોળો છે. રાજા દોકડો એક આપશે નહિ એવો વિચાર કરેછે એટલામાં રાજા ખેડુતને કહેવા લાગ્યો કે તારા શુકનથી મુને શું ફાયદો થશે? પટેલે કહ્યું કે સાહેબ

લાખો રૂપીઆથી અધીક આ શુકનનું ફળ છે. પરંતુ આપને ગુણવંતા જાણી આ શુકન મેં આપેલ છે જેથી લ્યો એમ કહી રાજાને એક સોપારી આપી જમણા હાથમાં શુકન લીધા, બાદ પાંચસો રૂપીઆ રાજાએ ગણી લાવવા હુકમ કર્યો તેવાજ ચાકરોએ લાવી આપ્યા તે લઇ પટેલ વિદાય થયો. પટેલે આપેલ સોપારી રાજાએ પોતાની પાઘમાં રાખી રાજરીતી ચલાવવામાં તત્પર થયો. ખેડુતે ઘેર જઇ પોતાની સ્ત્રીને રૂપીઆ સોંપ્યા. જેથી ખુશી થઇ રાજાનો જય બોલવા લાગી.

માલીની છંદ.

જય જય જય થાઓ, રે સદા નૃપતીનો;
ક્ષય ક્ષય ક્ષય થાઓ, ભુપના દુશ્મનોનો;
અવિચળ નૃપતીનું, રાજ આ શે'ર માંહી;
નૃપતિ કિરતી જામો, દુઃખ વામો સદાઇ.

એવી રીતે પટેલની સ્ત્રી નૃપતીનો જય બોલવા લાગી.

હવે રાજા વિચારમાં પડ્યો કે એક સોપારીના પાંચસે રૂપીઆ આપ્યા તો ખરા પરંતુ તે શુકનથી મને શું ફાયદો થાયછે તે જોઇતો ખરો એવો વિચાર કરી પોતાના પીતા તેમજ માયાળુ માતુશ્રીની રજા લઇ કચેરીમાં આવ્યો ને પ્રધાનને કહ્યું કે હું આજથી બાર વર્ષે આવીશ તો મારા માતુશ્રી તથા પીતાજી જઇફ ઉમરના છે, તેથી ચાકરી બરદાસ્ત તેમજ મારી વહાલી પ્રજાનું પાલનપોષણ કરવા ચુકીશ નહી. એમ કહી પોતાની માનવંતી રાણી પાસે આવ્યો ને ખુબ ધીરજ આપી કહ્યું કે હું દેશાટણ કરી આવું ત્યાં સુધી આ મારી માતુશ્રી તથા પીતાશ્રીની આજ્ઞામાં રહી ખુશીથી દીવસો નિર્ગમન કરવા અને અનીતીના મારગપર પગલું ભરવું નહિ એવી મારી ખાસ ભલામણ છે. બાર વર્ષનું સાંભળતાંજ રાણી શોકમાં ગરક થઇ ગઈ, અને મુખ ઝાંખુ થઇ ગયું. આ જોઇ રાજાએ પોતાનો કટાર તથા માથાનો મુગટ રાણીને સેવા કરવાને વાસ્તે આપ્યો જેથી રાણીએ ખુશી થઈને રાજાને ફતેહ મેળવવા જવાને માટે તરત વીદેશ જવાની રજા આપી. જેથી રાજા બંહાર ગાંમ જંવા એકજ ઘોડે સત્વર સવાર થઈ ખેડુતના કહ્યા મુજબ જમણા શુકન લંઈ

ચાલ્યો. આ વખતે માનવંતી રાણીએ રાજાના થતા વિયોગથી આદ્ય શક્તીને નીચે પ્રમાણે સ્તુતી કરી.

રાગ.

( ઓધવજી સંદેશો કેજો શ્યામને. )

હે મમ માતા આદ્ય શક્તી તું કયાં ગઈ,
આ હીણભાગી બાળા તજી શામાટ જો;
નીર્દય થઇને પીયુ ચાલ્યા પરદેશડે,
મુકી એકલી અરણ્યકેરી વાટ જો. હે મમ.
રહેમ નહિ આ અબળાની ઉરમાં ધરી,
ત્યાગી ચાલ્યા પ્રાણપતી આ ઠાર જો;
હાય હવે સાસરીયું તો ઝેરી થયું,
સ્નેહી સહુ વેરી થયાં આવાર જો. હે મમ.
હરી અરેરે આ શી તારી છે ગતી,
કર્યા વીયોગી પ્રાણવલ્લભ નીરધાર જો;
પ્રીયા કહીને કોણ મુને બોલાવશે,
લાડ લડાવશે કોણ મુને આ વાર જો. હે મમ.
પ્યાર પ્રસારણ માયાળુ પતી વિના,
સાસરીયું લાગે મસાણ સમાન જો;
ધીક ધીકછે હાય અરે આ કાયને,
મરવું આથી શહસ્ત્રગણુ સુખકારં જો. હે મમ.
રક્ષણ કરજે હેતેથી મુજ નાથનું,
કર તયારી તુંતો પતીની વાર જો;
જયાં પતી ત્યાં બેઠો કરીએ સ્નેહથી,
કરજો પ્રીયને સારી રીતે સ્હાય જો. હે મમ.
પાછા ત્યાંથી કુશળક્ષેમ લાવી કરી,
મેળાવી આપે માતા તું વીયોગ જો;
વીયોગ જશે તો ગુણ તારા હેતે ગાઈ,
ગુણ ઓશીંગણ ના થાશું સંયોગ જો. હે મગ.
શુભ કરજો સદાય મુજ પતી તણું,

જરા ન આપીશ આંચ એને તું માત જો;
કારણ કષ્ટ નીકંદન ભયભંજન તું,
પીયુ મારાના શત્રુનો કરજે નાશ જો. હે મમ.
આવી રીતે તેની સ્તુતી કરેછે.

પહેલે દીવસે રાયસીંગજી રાજાએ પોતાના શહેરથી દસ કોશ ઉપર મુકામ કર્યો ને બીજે દીવસે પોતાના અશ્વને ખેડ ખેડ કરતો જાયછે. ઘણાક દીવસે એક અઘોર વનમાં જેની અંદર વાઘ વરૂ વીગેરે ઘણી જાતના ભયાનક જાનવરો ગર્જના કરતા હતા પણ પોતે તેની બ્હીક નહી ધરતા ચાલ્યો જાયછે, તેમ કરતાં કરતાં તેને વર્ષ એક થવા આવ્યું. તે વનમાંથી બહાર નીકળી પાસેના એક બપૈયા વનમાં આવ્યો. આ વન પ્રથમના વન કરતાં ઘણું ભયાનક હતું પરંતુ પોતે હીમતવાન હતો તેમજ દીલમાં હમેશાં લાવતો કે દુનીઆમાં હીમત બળવાન છે.

## દોહરો.

ગરીબ હુવા સો કયા ભયા, પણ હૈયે જો હામ;
તો તો નીશ્ચે મેળવે, જો ઇચ્છે સો દામ.

આમ વીચારી મુશીબત વેઠતો વેઠતો ચાલ્યો જાયછે ને સુર્ય અસ્ત પામેછે ત્યારે તે વન વિષે પડાવ કરે છે. બીજે દીવસે પ્રાતઃકાળે ઉઠી સવારથી ચાલવા લાગ્યો. ત્યાં એક મૃગ અને હરણી ઘોડાની ડાબી બાજુએ નીકળ્યા જોઇ વીચાર કર્યો કે શુકન સારા થતા નથી જેથી ઘોડા ઉપરથી હેઠો ઉતરી લગામ ઝાલી ઉભો રહ્યો તે મૃગ તથા હરણી જોતા હતા. રાજાને ઘોડેથી હેઠો ઉતર્યો જોઇ હરણી પોતાના સ્વામી મૃગ પ્રત્યે કહેવા લાગી કે હે મૃગ આ માણસ ઘોડે ચડી જતો હતો, પરંતુ આપણે નીકળ્યા પછી ઘોડેથી હેઠો ઉતરી ઘોડાને ઝાલી ઉભો રહ્યોછે તેનું શું કારણ હશે? મૃગ બોલ્યો કે આપણે તેની ડાબી બાજુએથી નીકળ્યા તેથી તેને શુકન સારા થયા નહિ, તેમ સમજી ઉભો હશે. ભલે ઉભો આપણે તેનું શું પ્રયોજન છે, આપણે આપણા મુકામે જવું છે અને વખત થોડો રહ્યો છે. ચાલ; એવું સાંભળી હરણી કહેવા લાગી કે હે મૃગ આપણે

તેને જમણા ઉતર્યા હોત તો તે ઘોડાને ઉભો રાખત ? મૃગે કહ્યું ના! ત્યારે હરણી કહેવા લાગી કે આપણે તેની ડાબી બાજુએથી ઉતર્યા તેથી તેને શું દુઃખ પડેછે તે મારે જોવુંછે જોયા શીવાય આહીંથી હું એક ડગલું ભરવાની નથી. મૃગ તથા તેની સ્ત્રી આવી વાતો કરે છે તેવામાં વનમાં રહેનારા લુટારૂ લોકો એકદમ આવી રાજાને માર મારી ઘોડો તથા તમામ સામાન લુંટી લેઈ ગયા. આ બનાવ જોઇ હરણી વીચારમાં પડી ને કહેવા લાગી કે ત્યારે તો આપણે માથે ગાળ બેઠી. આ રાજાએ આપણું શું બીગાડયું હતું? જેથી આવા ખરાબ શુકન આપ્યા! ગુણ ઉપર તો ગુણ સૌ કરે પણ અવગુણ ઉપર ગુણ કરે ત્યારે ઇશ્વર તેના પર હમેશાં રાજી રહે. કહ્યું છે કેઃ—

### श्लोक.

परोपकाराय वहन्ती नद्य ।
परोपकाराय फलन्ती वृक्षा ॥
परोपकाराय पतन्ती मेघा ।
परोपकार्थ मीदंमशरीरम् ॥

ઉપર પ્રમાણે મૃગ પ્રત્યે કહી રાજા સામું જુએછે ત્યાં રાજાનું મુખ ઉતરી ગયેલું જોઇ હરણીએ પોતાના સ્વામી મૃગને કહ્યું કે સ્વામીનાથ આપને જવું હોય તો ખુશીથી જાઓ હું તો આ રાજાની સાથે તેમની સાહ્યતા માટે જઇશ ને થએલ નુકશાનનો દશગણો બદલો વાળી આપતાંસુધી તેની સાથેજ રહીશ મૃગે કહ્યું કે આપણે વનચર વનમાં રહેનારા આ વનખંડી શીવાય ઘડીએક રહી શકીએ નહીં. અને તેની સાથે જઇએ તો દુઃખી થઇએ, માટે હું તો નહિ આવું કારણ કે આ વનખંડી જેવી જગ્યો બીજે કોઈ ઠેકાણે નથી વળી મારે ખાવા પીવાની હરકત ઘણી આવે. તારે જવું હોય તો જા! આવું કઠોર વચન સાંભળી હરણી બોલી કે, સ્વામીનાથ! મારાથી આપના જેવું નીઠુર કર્મ થઈ શકશે નહિ. હું પુર્વ જન્મમાં કુલીન સ્ત્રી હતી ને કોઇ મહાત્માના શ્રાપથી મૃગનો અવતાર પામીછું

વળી તેનાજ પ્રતાપથી મને કોઇપણ પ્રકારના દેહ ધારણ કરવાની શક્તી મળી છે. તેથી સ્ત્રીરૂપે તેની આગતાસ્વાગતા કરીશ. આપ સરખા ગુણવાનને વીપ્તીમાં આવેલ તેમજ આપણા આશ્રમ તળે નીવાસી રાજાને સહાય ન કરવી તે લાયક નથી આવી રીતે વિવિધ પ્રકારે સમજાવતાં છતાં મૃગે ના પાડી. તેથી હરણી નીચે પ્રમાણે મૃગ પ્રત્યે દોસ્તીનો ફીકરો કહેવા લાગી.

**મનહર છંદ.**

પ્રીય મીત્ર પ્રાણનાથ, પ્રાણના આધાર તમે,
પ્રીત મેતો બાંધી ભારી, તુમ સાથે સારી છે;
કાયા જુદી જીવ એક, માયા મન સાથે મેતો;
કપટ તજીને તુમ સાથે, શુભ ધારી છે.
સુખ વેળા માગે ભાગ, દુઃખ વેળા જાવે ભાગ;
છળને કપટ તણી, પ્રીતી એતો ન્યારી છે.
ધારો તમે ગમે તેમ, પણ મુજ મુખ માંહી;
મૃગ પ્રીય મૃગ પ્રીય, અહોનીશ જારી છે.

આ ફીકરો સંભળાવતાં તેને કોઈ પ્રકારે અસર થયો નહિ જેથી મૃગ પ્રત્યે કહેવા લાગી કે હે સ્વામીનાથ હું આપને કહેવાને લાયક નથી પરંતુ આપને હું દીલગીરી સાથે કહુંછું કે તમે તાળીમીત્ર છો. સુખના ભાગીદાર છો, દુઃખના ભાગીદાર નથી. તમારી આજે મુને ખબર પડી હશે ! ખેર. હવે હું રજા લઉછું, એમ કહી રાજા પાછળ ચાલી નીકળી.

હવે રાજા રસ્તે ચાલ્યો જાયછે અને હરણી આડા માર્ગે થઇ રાજાની આગળ નીકળી પડી. ને રસ્તા વચોવચ જરીયનની સાડી પહેરી સોળ વર્ષની સ્ત્રી જેવું રૂપ ધારણ કરી વાળે વાળે મોતી ઠાંસી પગમાં ઝાંઝર હાથમાં ચુડીઓ, આંખમાં અંજન, નાકમાં નથ, પગમાં મોજડી, દાંતતો દાડમની કળી જેવા, હોઠ તો પરવાળા જેવા, સ્તન તો કાચી કેરી જેવા, શરીર તો તરૂણ વયના બાગ જેવું, નાક તો દીવાની સગ જેવું, લેલાટમાં રતનનો ચાંદલો, મુખ તો સુર્યના તેજથી અધીક તેજસ્વીદાર એવા સુશોભીત શણગાર

ધારણ કરી ધરતી ઉપર રૂદન કરેછે. તેવામાં રાયસીંગજી રાજા હિમત ધરતો ધરતો તેની પાસે આવ્યો; અને કહેવા લાગ્યો કે તું કોણ છે! ભુત છે કે પ્રેત છે. સાકણી છે કે ડાકણી છે? મારૂં નામ રાયસીંહજી છે. તું ગમે તેવા ચાળાચટકા કરે તોપણ હું તારાથી ડરવાનો નથી. તું તારા મનમાં ખાત્રીથી સમજજે. આવું સાંભળી સ્ત્રી કહેવા લાગી કે સ્વામીનાથ હું ભુત નથી પ્રેત નથી, સાકણી નથી, ડાકણી નથી પરંતુ હું તો આપની પતીવ્રતા અર્ધાંગના દુઃખમાં ભાગ લેનારી પત્ની છું હું ઘણા દીવસ થયા આપની શોધ વાસ્તે ફરૂંછું દરમ્યાન આજે મારા ઉગ્ર ભાગ્યે આપ મુને મળ્યા; તેથી આનંદનો પાર રહ્યો નથી. આજે સોનાનો સુર્ય ઉગ્યો એમ હું માનુંછું માટે હે સ્વામીનાથ! જરા નીચા તો બેસો અને મને સંસાર રીતીની વાત તો કહો. આપ સુજ્ઞ છો જેથી અબળા સ્ત્રીપર મહેરબાની કરી સુખ દુઃખની વાતો કહી જરા અનુગ્રહ તો કરો! આવો બનાવ જોઈ રાજા વિચાર કરેછે કે અહો! આ સ્ત્રી શું બોલેછે. તેના વાકય ઘણા રસીક છે, તે કોઇ રાજાની પુત્રી હોય એમ જણાય છે. પરંતુ આવા ભયાનક વનમાં એકલી ક્યાંથી આવી હશે! ખેર! પરંતુ આ વખ્તે તેની સાથે ન બેસાય તો ઠીક. એવો વિચાર કરી કહેવા લાગ્યો કે આવા ભયાનક વનમાં સુખ દુઃખની વાતચીત કરવાની તેમજ બેસવાની કાંઈ જરૂર નથી. તું જયાંથી આવી હોય ત્યાં પાછી ચાલી જા, ત્યારે સ્ત્રીએ કહ્યું કે તમે મારા ઉપર આમ એકદમ ગુસ્સો કરોછો જેથી મુને દુઃખ લાગે છે, હું કયાં જઉ. જ્યાં તમે ત્યાં હું એમ કહી બેઠી થઈ રાજા સાથે ચાલી. ચાલતાં ચાલતાં ઘણાક દીવસો થવા આવ્યા અને બને જણાને સાથે રહેવાથી ઘણીજ પ્રીતી બંધાણી. રાજા પાસે પૈસો નહિ હોવાથી તે સ્ત્રીના ઘરેણા વનખંડીના ભીલ લોકોને આપી ફળઆહાર લેઈ તેનાથી બંને જણ પોતાનું ભરણપોષણ કરવા લાગ્યા. રાજાને જે સુખ પ્રથમનું હતું તે મનમાં બીલકુલ નહીં લાવતાં આ સ્ત્રી મળવાથી વધારે સુખ માની અહોનીશ ખુશીમાં દીવસ નીર્ગમન કરેછે. ને જ્યાં સાંજ પડે ત્યાં બંનેજણા મુકામ કરી રહે છે. વાઘ વરૂ વીગેરે ઘણા ભયાનક જના-

વરોની ધારતીથી રાત્રે સ્ત્રીને સુવાડી પોતે ચોકી કરેછે. પ્રાતઃકાળે સ્ત્રીને જાગૃત કરી પોતે નીદ્રાવશ થાય છે. તે વખતે સ્ત્રી ખોળામાં મસ્તક લઈ મધુર સ્વરથી ગાયન કરે છે. જેથી તે નીદ્રાવશ થઈ જાય છે.

આઠ વાગ્યાનેજ સુમારે સ્ત્રી જાગૃત કરેછે ત્યારે ઊઠી દંત ધાવન કરી સ્નાન કરી, ફળ ફુલાદીક આહાર કરી વીદાય થાયછે. ને સુર્ય અસ્ત થાયછે, ત્યારે ત્યાંજ વાસો કરેછે. એક દીવસે ભયાનક વનની અંદર એક સુંદર તળાવમાં મીઠા પાણીથી ભરપુર એક કુવો દૃષ્ટીએ પડ્યો તે જોઈ સ્ત્રીએ કુપ વિષે રાજપદ ધારણ કરી નીચે પ્રમાણે દુહો કહ્યો:—

**દુહો.**

સરીતા સલીલ બીવેક બન, મુરખહી ભર લેત;
બલીહારી નર કુંપકું, ગુન બીન બુંદન દેત.

---

## પ્રકરણ ૨ જું.

આવું કહી સ્ત્રી બોલી કે સ્વામીનાથ અહીંથી એક કોશ ઉપર પેલું ગામ દેખાય છે. ત્યાં આ વનમાં રહેનારા લોકો વસતા હશે વાસ્તે તમે ત્યાં જાઓ ને હું તમો આવતાં સુધી આંહી બેઠીશું. વાસણ કુસણ તથા સીધું સામાન એક મજુર કરી ઉપડાવી લાવો, કારણ કે આ કુવાનુ પાણી ઘણુંજ સરસ છે. જેથી આપણે રસોઈ કરી જમીએ. વનખંડીમાં રહેવાથી ફળ ફૂલ ખાઇને આપણો ચહેરો બદલાઈ ગયો છે. વાસ્તે મારૂં કહેવું માન્ય રાખી સીધું લઈ આવો આવું કહેવાથી રાજા ઘણોજ વિચારમાં પડ્યો કે આ ભયાનક જંગલમાં સ્ત્રીને એકલી રાખી શી રીતે જવાય. કદાપી કોઈ આવે તો હરણ કરી જાય. તો આવી સ્ત્રી પાછી મળવી મુશ્કેલ થાય. રાજાએ કહ્યું કે અહો મારી પ્રાણપ્યારી મારે પણ ઘણા દીવસ થયાં રસોઈ કરાવી જમવાની રૂચી હતી, પરંતુ કોઈ સારૂં ગામ નહીં મળવાથી તે બની શક્યું નહીં વાસ્તે ચાલો આપણે બંને સીધું સામાન લેવા જઇએ. સ્ત્રી કહે કે સ્વામીનાથ મુને ભુખ ઘ-

ણી લાગીછે તેમ મારા પગમાં ફોલ્લા ઉઠ્યા છે. મારાથી ભુખ્યા એક ડગલું ભરાય તેમ નથી, વાસ્તે તમે લેઈ આવો તો ઠીક નહીતો હું અહીંથી ઉઠવાની નથી. આવું સાંભળી રાજા ગાભરો બની ગયો અને ઇશ્વર સ્તુતી કરતો ગામ ભણી ચાલ્યો. કહેવત છે કે સ્ત્રી હઠ દુનીઆમાં મોટીછે. ગામમાં જઈ તમામ જોઇતો સામાન એકઠો કરી એક મજુરને માથે ઉપડાવી ત્યાંથી ચાલી નીકળ્યો. પોતાની સ્ત્રી કુવાની ઓથે સુતીછે તેણે ફરથી નહીં ભાળતાં એકદમ અધીરો થઈ કહેવા લાગ્યો, અહો પ્રીયંવદા! તું કયાં ગઈ તું કયાં ગઈ એમ કહી ધરણી ઉપર પડ્યો ને વિલાપ કરવા લાગ્યો. રાજાનુ થતું રૂદન સ્ત્રીના કાનપર જવાથી એકદમ ઊઠીને કહેવા લાગી સ્વામીનાથ! સ્વામીનાથ! આમ શું કરોછો? એમ કહી ખોળામાં મુસ્તક લઈ બેઠી. રાજાને શુદ્ધી આવવાથી કહેવા લાગ્યો કે એ સ્ત્રી તું કયાં ગઈ હતી સ્ત્રી કહે કે સ્વામીનાથ હુંતો કુવાની ઓથે નીદ્રાવશ થઈ હતી. હુંતો અહીંજ છું. આપ સીધું લેવા ગયા ત્યારે મારા દીલમાં ફીકર ઉઠી હતી કે મેં હઠ લીધી તેથી તમે એકદમ મારૂં વચન માન્ય રાખવાના હેતુથી સીધું લેવા ગયા. માટે હે સ્વામીનાથ મારો અપરાધ માફ કરો હું ભુખી થઈ હતી તેથી તેમ બોલી હતી. આપને ખોટું લાગ્યું હશે, તે વીચાર કરતી કરતી કુવાની ઓથે લોટતી હતી તેમાં વેરણ નીદ્રા આવી ગઈ જેથી તમે મુને દેખી નહી. ને એકદમ ગાભરા બની ગયા. વાહ સ્વામીનાથ આપ મારા ઊપર ઘણો પ્યાર રાખોછો. તેનો બદલો કયે ઠેકાણે વાલી આપીસ. આવુ કહી એકદમ ઊઠી રસોઈ કરવાની પેરવીમાં પડી. ને થોડી વારમાં બત્રીશ જાતની રસોઈ બનાવી રાજાને જમાડી પોતે જમી; આવેલ માણસને જમાડી વાસણ કુસણ તથા ઠરાવેલા પૈશા આપી વિદાય કર્યો. ને બંને જણ ત્યાં સુઈ રહ્યાં. ત્યાંથી મધ્યાન કાલે ઊઠી બને જણ ચાલ્યા જાયછે. રસ્તામાં ચાલતા શાંજ પડવાનો સમય થયો. એટલે ત્યાંજ મુકામ કરી. સ્ત્રીને સુવાડી પોતે ચોકી કરેછે. તેવામાં ત્યાં એક જક્ષ, અને જક્ષણી આવ્યા. રાજાને ચોકી કરતો જોઈ જક્ષ અને જક્ષણી અન્યો અન્ય કહેવા લાગ્યા કે આ વનમાં એક કાંન્તી-

વાન સ્ત્રી સુતીછે તેનું રૂપ સુરજ કરતાં અધીક છે તેની આગળ એ-ક કાળા માથાનો માનવી ચોકી કરવા ઊભોછે હે જક્ષણી હું તારા રૂપથી કંટાળી ગયોછું તેમજ તને બાળક થતું નથી જેથી તારી મ-રજી હોય તો આ સ્ત્રી મેળવવાની યુક્તી શોધી કાઢીએ બોલ તા-રી શુંસલાહ છે. ત્યારે જક્ષણીએ કહ્યું કે, હે જક્ષ તમે મને વચન આપો કે આ સ્ત્રી પરણ્યા પછી આના કરતાં હું તારા ઉપર વધા-રે પ્રેમ રાખીશ અને એ આપણી બનેની આજ્ઞામાં રહે એવી રીતે વરતવાનો કોલ આપો તો હું એક યુક્તીથી તે સ્ત્રી મેળવી આપું.

આવું જક્ષણીનું બોલવું સાંભળી જક્ષે તે કબુલ કરી કોલ આ-પ્યો. ત્યારે જક્ષણીએ કહ્યું કે તમે છુપકીથી એક ઝાડ ઉપર જઈ બેસો. ને હું તે સ્ત્રી સુતીછે તે ઝાડ ઉપર જઈ બેસુંછું. તમે કાંઈ પણ બોલશો નહીં એમ કહી જક્ષણી ત્યાંથી ચાલી નીકળી, ને એ-ક ઝાડ તળે સ્ત્રી સુતીછે તેજ ઝાડ ઉપર બેઠી. પ્રાતઃકાળે સ્ત્રી જાગી ઊઠી ને રાજાએ સુવાની તૈયારી કરી. સ્ત્રીના ખોળામાં મસ્તક રાખી એક બાંય પકડીને સુતો. ને સ્ત્રીનું મધુર ગાયન સાંભળી નીદ્રાવશ થઈ ગયો તેવામાં જક્ષણીએ મેના રૂપ ધારણ કરી એકદમ ઊ-ડી આવી સ્ત્રીના હાથના પંઝા ઉપર બેઠી ને સ્ત્રી પ્રત્યે નીચે પ્રમા-ણે કેહેવા લાગી.

રાગ.

( સહીઅર દુઃખ શું દાચતું. )

બેહની હું તુને વીનવું, સાભળ મારીરે વાત;
આરે ભયાનક રાનમાં, રહેવું નહીં દીન રાત. બેહની.
વાઘ વરૂ ચીતરા બહુ, ભયને ઉપજાવે રોજ;
વીકટ વીપતી વેઠતા, સીધા રસ્તાને ખોજ. બેહની.
છે લંબાણ બહુ બહુ, આ જંગલનું અપાર;
ઘાતકી જીવ વસે બહુ, એવું છે દુઃખકાર. બેહની.
જક્ષ ભક્ષના ભોગીયા, ભમતારે આ ઠામ;
છળ ને કપટ કરી મારશે, દેશે દગાના ડામ. • બેહની.
મારી શીખામણ સાંભળી, લીયો ટુંકડો પંથ;

જાઓ સુખેથી જીવતાં, તું અને તારો કંથ. બેહની.
અહીંથી ઊત્તર દીશા ભણી, છે સુંદર તળાવ;
તેની અંદર વાવ છે, તેમાં બેઉ જણ નહાવ. બેહની.
વીકટ વનની વેદના, વેઠશો નહીં લેશ;
મારૂં કહ્યું સત્ય માનજો, થોડે જાણો વીશેશ. બેહની.

આવું મેનાનું વાકય સાંભળી હસંથી મેનાને કેહેવા લાગી કે આપનું વાકય સાંભળી હું ઘણીજ ખુશી થઇછું ને અમારા દુઃખના આ વખતે તમો ભાગદાર થયાછો નહીં તો અમોને ઘણી મુસીબત વેઠવી પડત, પણ આપ સુજ્ઞ, તેમજ દયાવંત છો. આપનો આભાર હું ચુકવાની નથી. ને હવે થયેલી હકીકત મારો સ્વામી ઊઠશે, એટલે હું નીવેદન કરીશ. તેમજ સમજાવીને તેજ વાવમાં અમો બને નાહીશું. હવે મારા સ્વામીને જાગ્રુત થવાનો વખત થયો છે, જેથી તમે તમારા ઠેકાણે જાઓ. કારણ કે તેઓ ઘણા અધીરા છે. જેથી આ વનમાં કોઈનો વીસવાશ કરતા નથી, જો તમે જવામાં વીલંબ કરશો ને તેમની નજરે પડશો તો તે ક્રોધાયમાન થઈ તમને મારશે. આવું સાંભળી મેના ઊડી ગઈ ને બનેલ હકીકત પોતાના સ્વામી પાસે નીવેદન કરવા લાગી. તે સાંભળી જક્ષ ઘણોજ ખુશી થયો, ને શાબાસીની તાળીઓ પાડી બને જણ હસંથી કહેલી વાવે આવ્યા; ને છુપકીથી આજુ બાજુએ બેઠા.

જ્યારે રાજા જાગ્રત થયો, ત્યારે સ્ત્રી મેનાએ કહેલી હકીકત રાજાને નીવેદન કરી. રાજા ઘણો હીમતવાન હતો, તેથી સ્ત્રીનું કહેવું માન્ય રાખી તે વાવ તરફ ગયા. થોડા દીવસમાં તે તળાવ આગળ બને જણ આવ્યા. તળાવની શોભા વીવીધ પ્રકારની હતી તળાવ ચો તરફથી આરસ પંચરંગી પથરથી બાંધેલું હતું. તેમાં કોરણી અનેક તરેહની કોતરેલી હતી તળાવ વચ્ચો વચ્ચ એક ઘણોજ સુંદર બંગલો હતો. તેની આજુ બાજુએ કયારામાં સુગંધી પુષ્પનાં ઝાડો ગોઠવી દીધાં હતાં. તેમાં સુશોભીત પુષ્પો ખીલ્યાં હતાં, જેની અંદર ભમરા ગુંજાર કરતા હતા. તેમજ કોમળ વેલ તથા વેલાઓ શોભી રહ્યા હતા. તે જોઈ રાજા ઘણોજ ખુશી થયો,

ને ચારે તરફ ફરવા લાગ્યો, ફરતા ફરતાં પુર્વે દીશા ભણી કહેલી વાવ નજરે પડી. જેથી બંને જણા ઘણાજ ખુશી થયા. ને તે વાવ ઉપર ગયા તે જોઇ બંને જણાએ કબુલ કર્યું કે, મેનાએ કહેલી બીના ખરેખરી છે, તેમજ જેટલી નીશાનીઓ આપેલ છે. તે મળતી આવે છે. માટે આપણે આ વાવમાં જલદી સ્નાન કરીએ તો ઠીક એમ મનમાં નીશ્ચય કરી વસ્ત્ર ઉતારી બને જણ નહાવા લગ્યા. ને જેવા બને જણાઓ ડુબકી મારવા ગયા તેવાજ કોઈ માણસ ખેંચી કાઢે એવી રીતે વાવના કીનારા ઉપર કાઢી નાંખ્યા. તેવાજ બને જણા જક્ષ જક્ષણી રૂપ થઈ ગયા. આ બનાવ જોઈ બને જણ માહા શોક સાગરમાં ડુબી ગયા ને પશ્ચાતાપ કરવા લાગ્યા. રાજા હીમતવાન હતો, તેમજ દીલમાં અહોનીશ લાવતો કે દુનીઆમાં હીમત બળવાન છે. જેથી હીમત રાખી પોતાની સ્ત્રીને ધીરજ આપી પરસ્પર વાતો કરેછે તેવામાં પેલી વાવની આજુ બાજુએ છુપકીથી રહેલા જક્ષ જક્ષણી આવી પોહચ્યાં. ને તેઓએ માયા કરી તેવાજ દશ પંદર છોકરા તથા છોકરીઓ જક્ષ રૂપે આવીને રાજા તથા રાણીને વળગી પડ્યા. એક કહેવા લાગ્યો હે નીરદય મા આટલા દીવસ થયા તું કયાં ગઈ હતી, બીજી કહે કે મારી ફુઈ તમે આટલા દીવસ થયા કયાં ગયા હતા! તેવામાં ત્રીજી આવી વળગી પડી કે હે નીરદય માસી હુતો તમને ગોતી ગોતીને થાકી તમે આટલા દીવશ થયા કયાં ગયાં હતાં? તમને બાળકોની જરાએ ફીકર થઈ નહીં અમારા મામાએ તથા માસીએ ઘણી મુસીબત વેઠીને મોટા કર્યાં પરંતુ તમારા જેવા નીર્દય કઠણ મનના માવીત્ર અમે આજ દીવસ સુધી કયાંય જોયા નથી એમ કહી તમામ ડોકે વળગી પડ્યાં. તે છોકરા માહા વીક્રાલ કદરૂપા તેમજ દુરગંધ મારતા હતા. જેથી બને મહા શોક સાગરમાં ગમગીન થઈ વીચાર કરવા લાગ્યા. વળી પોતાનો કદરૂપો વીક્રાળ પડછાયો દેખી નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

**લલીત છંદ.**

અરર મેનકા તું કહાં ગઈ, તજિ દઈ મુનેં નષ્ટ તો થઈ;
ઇશ દયાળરે થા સહાયરે, અસહ્ય દુઃખ તો ના ખમાયરે.

સુરણુ ચંચને પાંખ તો કરૂં, તરત ચીરીને લુણ હું ભરૂં;
નૃપતિ માહરા રંક થાયરે, અસહ્ય દુઃખ તો ના ખમાયરે.
તુજ બુદ્ધિમાં ઊઠી વાટડી, નજીક આવતો ઘડું ઘાટડી;
નિરખિ દુઃખને દુઃખ થાયરે, અસહ્ય દુઃખ તો ના ખમાયરે.
કપટથી તુંતો છેતરી ગઈ, સંતુષ્ટ દીલમાં તું અતી થઈ;
ઘટિત ઇશ્વરા આશું થાયરે, અસહ્ય દુઃખ તો ના ખમાયરે.
દિલ હવે કરો શાંત સ્યામરે, જલદિ કષ્ટ ને ઇશ વામરે;
મરણ આવીયું હાય હાયરે, અસહ્ય દુઃખ તો ના ખમાયરે.
શ્રિરંગ કો કળે તાહરી ગતી, શીદ મુંઝાવરે માહરી મતી;
સહન દુઃખના ઇશ થાયરે, અસહ્ય દુઃખ તો ના ખમાયરે.
હુમક આપ તું આવી ઇશરે, અરજ હું કરૂં જગ્ધાધીશરે;
ચર થઇ હવે હાય હાયરે, અસહ્ય દુઃખ તો ના ખમાયરે.

આવી રીતે પશ્ચાતાપ કરેછે. તેવામાં જક્ષ જક્ષણી ક્રોધાયમાન થઈ હાથ પકડી માર મારતા મારતા પોતાના ઘર તરફ લઈ ચાલ્યા. અને રસ્તામાં કેહેવા લાગ્યા કે તમો નાસભાગ શા વાસ્તે કરોછો, આવું હતું ત્યારે તમારે છોકરા પ્રસરાવ્યાનું શું પ્રયોજન હતું. મેં તમારી શી ગુન્હેગારી કરીછે. જેથી અમારા હૈયે તમારા બચ્ચાંઓને મેલી રઝળતા કરોછો તે લાયક નથી. હવે ઝાઝે દીવસે હાથ લાગ્યા જેથી તમો ભાગી જવાની આશા રાખશો નહીં. ઘરે આવી બને જણને કાષ્ટ કાપવાનું કામ સોપ્યું. જેથી દુઃખના દીવશ નીરગમન કરેછે. ઘણા એક દીવશે જક્ષે પોતની સ્ત્રી જક્ષણીને કહ્યું કે તમે એકલા કાષ્ટ કાપવા જાવછો. પણ હવે આ બનેને સાથે લેતા જજો, અને ધીરજ આપી એકનો પ્રહાર કરી નાંખજો. કારણ કે હવે મારે તેની સાથે વહેવાર કરવાનો છે. તે તમે જાણોછો.

આવું સાંભળી સ્ત્રીએ કહ્યું કે સ્વામીનાથ ફીકર રાખવી નહીં. થોડા રોજમાં તે કામ કરીશ, અને આ સ્ત્રી આપને સંપાદન કરી આપીશ. આપના ફરમાન મુજબ આવતી કાલે તેઓને જંગલમાં લેઇ જઈશ; ને કપટ કરી આપણે જે કામ ધારેલું છે, તે શાધીશ એમ કહી રાત્રે સુઈ રહ્યા.

પ્રાતઃકાળે બંનેને સાથે લઇ કાષ્ટ કાપવા વનમાં ગયા. આ વન ઘણું ભયાનક હતું, જેની અંદર ઝાડની ઠઠ મચી રહી હતી, જેમાં માણસ ચાલે તેવો બીલકુલ રસ્તો નોહતો. આવા વનમાં આવી બંનેને જક્ષણીએ કહ્યું, કે તમે અહીંથી કાષ્ટ કાપો, અને હું થોડે દુર જઈ કાપીશ, એમ કહી બંને જણને ત્યાં મુકી દુર ગઇ. તે ગયા પછી જક્ષ રાજા પોતાની સ્ત્રીને કેહેવા લાગ્યો કે હે પ્રીયવંદા આપણા માથે આ વખતે ઘણું સંકટ પડ્યું છે. પાપણી મેનાએ આપણને બહુ દુઃખી કર્યાં.

હે પ્રાણપીયારી આપણી કોમળ કાયા બદલાઇ ગઇ, અને આ વીકાળ રૂપ જોઇ મારી છાતી ફાટે છે, અને આ દુઃખ જોઇ મને હવે ધીરજ રહેતી નથી, એમ કહી સ્ત્રી સામું જોઇ મુર્છા ખાઈ ધરણી ઉપર પડ્યો, ને જરા શુદ્ધી આવવાથી રડતો રડતો નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

રાગ.

( ઓધવજી સંદેશો કહેજો સ્યામને. )

હામું મારી હૈયા કેરી હૈયામાં રહી,
સુખ ન તેથી શરીરે અમને થાય જો;
અંતરમાં થાયેછે અતીશે ઓરતો,
કહેવું માન્યું સ્ત્રી મેં તારૂં કાંય જો. હામું.
આ ભવ તો એળેરે મેનો કાઢીઓ,
કામ થયું નહિ સમર્યા નહી શ્રી રામ જો;
ખોયા છે બેએ તેથી ખોળાકુંછું,
હૈયું બળ્યું ને ઘસવા પડ્યા હાથ જો. હામું.
વાંક નથી તમારો લગારે વીનતા,
બનીઆ પ્રભુના કીધેલા બનાવ જો;
રતી ગતી ન પડે રે મત્તથી મનુષ્યને,
સૃષ્ટી પતીનો ખેલ જુદો છે સાવ જો. હામું.
બહુ બહુગી હું સારા વીચારો બાંધતો,
બારે વરસ વનવાસ લેત હું સોધ જો;

એ તો આ સમયે રે અળગુ થયું,
રૂદય ભેદીને વધુ થયોછે રોધ જો. હામું.
વીપત્તી તો વેઠીરે પ્યારી પ્રેમથી,
પણ આશા તેથી ન જાણતો પીડ જો;
નાશ થયો આ શમયે તે આશા તણો,
ભલા પ્રભુ ભાંગો અમારી ભીડ જો. હામું.
સુખડાં તો દેવાના તે સળગી ગયાં,
બહુ કુલાવ્યા દુઃખડાને દરીયાવ જો;
એક આંખ અંધારા બીચારા રાંકની,
એ પણ ફોડી સંકટ સોપ્યું સાવ જો. હામું.
દુઃખીઆને દુઃખડારે લાગે સેહેજમાં,
ઓછા ને અદકા લાગે વેણ જો;
ઉધું લે સમજી રે નીજ અંતર વીશે,
નીર ભર્યાં તે ઓછા આણી નેણ જો. હામું.
ઉદાશી થઇ બેઠી તું તો એકલી,
કેવું માન્યું અધીરી દેખી કાય જો;
નહિતો હું તારૂં કેહવું માનત નહિ,
નકી સમજે પ્યારી હૈડા માંય જો. હામું.
બનવાનું હતું તેતો બની ગયું,
હવે શું કરવો ખોટા પશ્ચાતાપ જો;
હિમત તુંતો હવે દીલ હારીશ નહિ.
નીકળશું બંને યુક્તી કરી અમાપજો. હામું.
આજ લગી આપણે કોઇને દુભ્યાં નથી,
ભંગ ન કીધા કોઇ જનોના કામ જો;
ઇશ્વર આપણી વારે વેળા રે આવશે,
હારીશ નહિ તું હૈયા કેરી હામ જો. હામું.

આવું કહી પાછો પૃથ્વી ઉપર ઢળી પડ્યો. થોડી વારે શુદ્ધિ આવવાથી તેની પ્રીયંવંદા કહેવા લાગી. પ્રાણપતી હું ખરેખર તમારા અપરાધમાં આવીછું. મેં જાણ્યું નોહોતું કે પાપણી મેનાં કપટ

કરીને છેતરી જશે. હવે મારો અપરાધ ક્ષમા કરો. શાવધ થાવ! શાવધ થાવ! હમણા કપટી જક્ષણી આવશે તો પાછા દુઃખી કરશે, માટે આપણે જે કામે આવ્યા છીએ, તે કામ કરીએ.

એમ કહી સહઝ લેઇ કાષ્ટ કાપવા લાગ્યા, કાપતાં કાપતાં બંને જણ ઝાડીમાં જુદા પડી ગયા, તેવામાં એક વૃક્ષની ડાળ ધરણી ઉપર પડેલી દીઠી, તે જોઇ રાજાએ વીચાર્યું કે મારા હાથ દુઃખે છે પરંતુ આ વૃક્ષમાંથી તેના ડાળા કાપી લઉ. તેવો વીચાર કરી તે વૃક્ષને કાપવા જાયછે, તેવોજ એક મહા મણીધર નાગ તે વૃક્ષ નીચે દબાએલ નજરે પડ્યો.

નાગે જેવો જક્ષ રૂપે રાજા જોયો તેવોજ ફેણ પછાડવા લાગ્યો રાજા તે જોઇ ભયભીત થવા લાગ્યો. ને નાગ પાસે જઈ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યાં. નાગને વાચા થઇ ને કેહેવા લાગ્યો કે હે પરદુઃખભંજન રાજા આ તારી શી અવસ્થા થઇ છે. એવું સાંભળી રાજાએ વિચાર કર્યો કે આ કોઇ મહાતપેશ્વરી દેવતાઇ નાગ છે. અને મારી તમામ સ્થીતી તે જાણેછે, માટે તેને નમી પડવું, જેથી મારા ઉગ્ર ભાગ્યે કાંઇ કરતાં દુઃખમાંથી બચાવે એમ વીચાર કરી રાજાએ ઘણી નમ્રતાઇથી ફરી નમસ્કાર કર્યો ને ડાળ ઊંચી કરી નાગને ઘણી મુશીબતથી બચાવી લીધો. ત્યારે નાગે કહ્યું કે તેં મને જીવતદાન આપ્યું, તેથી હું તારા ઉપર પ્રસન થઇ કહુંછું કે તારે આ વખતે જે જોઇએ તે માગી લે.

રાજાએ કહ્યું કે હુ આવી દશામાં આવી પડયોછું તે આપ જાણોછો, વાસ્તે આવી દશા દુર કરી સારી દશાને પ્રાપ્ત કરો. એવી મારી વીનંતી છે મારે બીજું કાંઇ જોઇતું નથી ત્યારે નાગે કહ્યું કે આ વૃક્ષનાં જે પાંદડાં છે તેમાંથી થોડાંક લઇ તેની ટોપી કરી પેહેરો. તે પેહેરવાથી તમને ફાયદો થશે. તમે સર્વને દેખશો ને તમને કોઈ દેખશે નહીં. વળી અહીથી ઉત્તર દીશા ભણી એક પહાડ છે. તે પહાડ નીચે એક સુંદર વાવ છે. તેમાં તમે તથા તમારી સ્ત્રી નાહશો, એટલે આ દશામાંથી મુક્ત થઇ. સારી દશાને પ્રાપ્ત થશો આ હકીકત સાંભળી રાજા હર્ષીત થયો. ને નાગ પોતાને ઠેકાણે ગયો.

રાજાએ પાંદડા ઉતારી બે ટોપીઓ કરી પોતાની જાંગે બાંધી લીધી અને ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં આવતાં પોતાની સ્ત્રી તથા જક્ષણી સામા મળ્યાં. ત્યાંથી ત્રણે જણા જક્ષ દુવારે આવી તમામને મળી ગયા, ને ખુશાલીની વાતો એક બીજા કરવા લાગ્યા.

જક્ષ બન્નેને જોઇ પોતાની જક્ષણી પ્રત્યે કેહેવા લાગ્યો કે મેં તને પ્રથમ જે હકીકત કહેલ તેનું શું કર્યું. જક્ષણીએ કહ્યું કે આમ એકદમ અધીરા થવાનું કાંઇ કારણ નથી. તે આપણા કરતાં ઘણાં બળવાન છે. કારણ કે મારાથી કાષ્ટ બીલકુલ કાપી શકાણા નહિ અને તેને તો થોડીવારમાં કાષ્ટ કાપી લીધા.

સ્વામીનાથ ઝાઝું તાણવા જશું તો તુટી જશે. માટે હીમત રાખો થોડા દીવસમાં તેનો તથા મારો જીવ એક બીજા સાથે મળી જશે. એટલે તેને ભોળવી યુક્તી કરી તેનો પ્રાણ ખેંચી લેઇશ. જેથી ધારેલ કામ પાર પડશે. એવી અરસપરસ વાતો કરેછે ત્યાં જક્ષને વનખંડીમાં શીકારે જવાનો વખત થવા આવ્યો. જેથી તે વનમાં જવા તૈયાર થયો. જક્ષ વનમાં જઇ સંધ્યાકાળે ઘેર આવી જમી નીંદ્રાવશ થઈ ગયો ઘણાએક દીવસે જક્ષ જક્ષણી સાથે તે બંનેને આહોમાહે પ્રીતી બંધાણી. એક દીવસે જક્ષે કહ્યું કે હે સ્ત્રી આજે મારી તબીયત ઠીક નથી, વાસ્તે તું આંહી રહે અને આ બંનેને વનમાં કાષ્ટ લેવાને મોકલ. સ્ત્રી કહે કે ઠીક. થોડીવારે જક્ષણી તે બંને પાસે આવી કેહેવા લાગી કે આજે આપણા જક્ષરાજની તબીયત સારી નથી, વાસ્તે મને ઘેર રહેવા આગ્ના કરે છે, તો તમે સહસ્ત્ર લઈ વનમાં કાષ્ટ લેવા જાવ, ને સાંજે પાછા વેલા આવજો. મારા ને તમારા માટે ફળફળાદી લેતા આવજો. વખતસર નહિ આવો તો આપણા જક્ષ પતી ગુસ્સે થશે, વળી કેહેશો જે કહ્યું નહિ.

—⁂—

## પ્રકરણ ૩ જું.

આવું કહેવાથી તે બંને જણ ગળગળીત થયા, ને કહેવા લાગ્યા કે હે બહેન હજી અમોને અહીં આવ્યા થોડા દીવશ થયા. અને આ વનના હજી અમો પુરા જાણીતા નથી અમને એકલા

મુકાછો તે યોગ્ય નથી. ત્યારે જક્ષણીએ કહ્યું કે હું કાંઇ મોકલતી નથી. પણ જક્ષપતી હુકમ કરેછે. બેસો વલી તમારી દલીલ કહી આવું. એમ કહી ત્યાંથી પોતાના સ્વામી પાસે ગઇ. ને કહેલી હકીકત સંભળાવી જેથી જક્ષ ગુસ્સે થઇ કહેવા લાગ્યો કે જારે રંડી આજે મારે તેની પાસેથી વારો લેવો છે. મારાથી હવે ધીરજ રેહેતી નથી. જો તે જવાની ના પાડતા હોય તો અહીં લાવ બેઉને હું સમજાવું. આવું સાંભળી જક્ષણીએ આવી તે બંને જણને થએલી હકીકત કહી સંભળાવી જેથી કપાળે હાથ દેઇ બંને જણ રૂદન કરવા લાગ્યા. તેની સાથે કહેવા લાગ્યા કે આપણા જક્ષપતીને કોઇ રીતે ક્રોધ ન આવે તેમ સમજાવજો. અમો આજે દુઃખ વેઠતા જશું. પરંતુ કાલે તમારે અમારી સાથે આવવું જોશે. તમારા શીવાય અમને ચહેન પડતું નથી. જક્ષણીએ કહ્યુ કે ભલે. કાલે આપણે ત્રણે જણ જશું. એમ કહી જક્ષણી ઘર તરફ ગઇ. અને તેઓ હથીઆર લેઇ કાષ્ટ કાપવા નીકળ્યા. શહેરની બહાર આવી બંને જણ ઘણા ખુશી થયા કે આપણને ભાવતું હતું ને વૈદે બતાવ્યું. આપણા આજે દુઃખ ગયા સ્ત્રી કહે કે સ્વામીનાથ જો આપણે જતા રહીશું તો એકદમ પાછળ આવી આપણ બંનેને મારશે. મારો વિચાર નાસી જવાનો નથી. રાજા કહે કે અરે ભોલી સ્ત્રી. તારે કાંઈ ફીકર રાખવી નહિ આ લે એમ કહી પોતાની જાંગે બાંધેલી ટોપીઓમાંની એક તેના મસ્તકે મેલી ને બીજી પોતે પહેરી પોબારા ગણવા મંડી ગયા. સંધ્યાકાળ થવા આવ્યો એટલે જક્ષે કહ્યું કે હે પ્રીયવંદા! પેલા બે આવ્યાછે કે નહિ. ખબર તો કાઢ જક્ષણી કહે પ્રાણનાથ તમારી વહાલી થનારી તથા તેનો સખો હજીસુધી આવ્યા નથી. ખબર તો કાઢો. કોઇ લેઈ ગયું કે શું. અથવા આ વનમાં ભુલાં પડ્યા કે શું. આવું સાંભળી તુર્તજ જક્ષે હાથમાં સહસ્ર ગૃહણ કર્યું. અને તેની શોધ માટે નીકળી પડ્યો. તમામ વન જોઇ કાઢયું. પરંતુ તેઓનો પતો મળ્યો નહિ. જેથી પોતે મોટા સ્વરે ગર્જના કરી એટલે તાડ મારી.

આ ગર્જના પેલા બને જણના કાનપર જવાથી જક્ષ (રાજા) એ પોતાની સ્ત્રીને કહ્યું કે સાંભળે છે કે પેલા હરામખોરે ગર્જના ક-

રી તારે તમાસો જોવો છે ને જો જોવો હોય તો હું એ ગર્જના કરૂં. જે થવાનું હશે તે થશે. એમ કહી તેણે પણ ગર્જના કરી. જેવી ગર્જના સાંભળી કે તુરતજ ધાયો. ને એકદમ ભેગો થયો. પરસ્પર ગાળો દેવા લાગ્યા ને ત્યાં યુદ્ધ શરૂ કર્યું. રાજા ટોપી નાખે એટલે આ જક્ષ તેને દેખે નહીં. જેથી ઘાવ ખાલી જાય, ને રાજા જે ઘા મારે તે જક્ષના કાંધપર પડે એવી રીતે ઘણીવાર સુધી યુદ્ધ થયું. છેવટે આવેલ જક્ષના પ્રાણ લીધા. હવે બને જણ આનંદ કરતાં તેમજ ખુશાલીની વાતો કરતાં ચાલ્યાં જાયછે ઘણાક દીવશે નાગે કહેલી વાવે આવી પોહચ્યાં ને તપાસ કરવા લાગ્યાં ! તમામ નીશાની મળવાથી વાવની અંદર સ્નાન કરવા ઊતર્યા.

જેવું સ્નાન કર્યું કે પ્રથમ રૂપે બને જણ થઈ ગયા દુઃખ દોહીલા સર્વે ગયા ને ત્યાં આનંદનો પાર રહ્યો નહીં. એક દીવસે બને જણ વીચારમાં પડ્યાં કે આપણને દુઃખ પડવામાં કાંઈ બાકી રહ્યું નથી તો હવે આ જંગલમાં કોઈના કહ્યા પ્રમાણે વર્તવું નહીં સ્ત્રી કહે કે ઠીક, પરંતુ તમે હીમતવાન છો. તેથી પાછા ભુલી જશો વાસ્તે આજથી અગાડ લીગો કે ભયાનક જંગલમાં કોઇનો વીશવાશ રાખવો નહીં તેમ અઘોર જગ્યોમાં જવું નહીં.

સ્ત્રીનુ કહેવું સાંભળી રાજાએ સદરહુ વૃત અંગીકાર કર્યુ ને ત્યાંથી ચાલી નીકળ્યા. ચાલતા ચાલતા વનમાં ઘણા દીવશો થયા પરંતુ તે વનનો પાર આવ્યોજ નહીં સાંજ પડે ત્યાં વાસો રહે ને પૂર્વ માફક પોતાની સ્ત્રીને સુવાડી પોતે ચોકી કરેછે ને ફુલ ફલાદી ખાઈ દીવસો ગુજારે છે ઘણાક દીવશે તે વનમાં ચાલતાં એક પહાડ નજરે પડ્યો.

પહાડ ઉપર ઘણા વૃક્ષો તેમજ મોટી મોટી ખાઇઓ ને નાળાઓ વહેતા દીઠા. તે જોઈ રાજા સ્ત્રી પ્રત્યે કહેવા લાગ્યો કે હે પ્રાણ પ્યારી આ ડુંગરનો વીસ્તાર ઘણોજ દીસેછે તેમજ સુંદર છે, એટલુંજ નહીં, પરંતુ તેની ઉપર બંગલા ઘણા સરસ કામથી શણગારેલ ઝળકી રહ્યાછે માટે ચાલો ત્યાં જઇએ, તે જોઈ આપણે વીદાય થઇશું.

આવું સાંભળી સ્ત્રી નીચે પ્રમાણે કહેવા લાગી.

રાગ.

(જનની જીવો ગોપીચંદની.)

રાણી—આશું વદો રાજા પ્રાણપતી, બોલો કરીને વીચારજી;
અગડ લીધી આપણ બેઉ જણે, નહીં જવું અગોચર ઠારજી. આશું.
અગડ લઈ જે નર ભાંગતા, નિશ્ચે નરકે જાયજી;
માટે પ્રાણ પતી પાછા વળો, હીત કેમ નહીં સમજાયજી. આશું.
આ વેળા વીભુએ ઊગારીઆ, નહિતર ભવ જાતી જાતજી;
આદ્ય શક્તિએ આવી કરી, ઊગારીઆ બેઉ શાક્ષાતજી. આશું.
આપણા માથે આટલું દુઃખ પડ્યું, હજી હારતા ન હામજી;
પહાડ દીસે ભયંકર ઘણો, આપણે શું છે ત્યાં કામજી. આશું.
આ જંગલમાંથી નીકળી, જાવું મનુષ્ય અવતારજી;
હવેરે રેહેવું નહીં વન વિષે, આવો પ્રાણ આધારજી. આશું.
આપનું શરીર કોમળ હતું, તરૂણ વયનો બાગજી;
અંગની વેલી સુકાઈ ગઈ, કાય થઇ ગઈ કાગજી. આશું.
ઘરેથી તમોને નીકળ્યાં, વર્ષ થયા છ છ માસજી;
વાટરે જોતાં હસે વાછરૂ, પ્રીયવંદા ને આશજી, આશું.
માટે મારૂ કહ્યું માનીને, આવો જઇએરે ઘેરજી;
સંતોષ સર્વને પમાડીયે, રાજ ગાદી લાવો લેયજી. આશું.

આ સાંભળી રાજા કહેછે.

(રાગ સદર.)

આશું વદે,રે રાણી સુ લક્ષણી, કહું તુને મારો વીચારજી;
અંતર હીમત નવી હારશો, મારો નહીં વચનના મારજી. આશું.
ઘરેથી શુકન જોઈ હું નીકળ્યો, વન વાસે વર્ષ બારજી;
બારે વર્ષ પુરા કરી, ઘરે જશું જાણો નારજી. આશું.
હીમત દીલ નવી હારવી, ઊમંગ રાખો ને મનજી
જીવ ઊદાસ કરવો નહીં, માનો મારા વચનજી. આશું.
બીતો નથી હું કોઈથી, થવાનું તે તો થાયજી;
કષ્ટ આપણા સર્વે ટાળશે, આદ્ય શક્તી માયજી; આશું.

આલોરે તમે ઊતાવળા, સુરજ અસ્ત થાયજી;
પહાડ ઊપર ચડાશે નહીં, વાસ કરવો પડશે આહીંજી આશું.
પહાડ ઉપર ચડી કરી, જોશું રચના તમામજી;
મારી ઇચ્છા પુરણ થશે. દેખીશું તેરે ધામજી. આશું.

આવું કહી બને જણ પહાડ ઊપર ચડવાને તત્પર થયા. અને ઘણી મુસીબતે પહાડ ઊપર ચડ્યાં. ને પહાડની રચના બને જણ મસ્તકે ટોપી નાંખી જોવા લાગ્યા. તમામ પહાડ જોઇ કાઢયો. છેવટે ત્યાંથી પાછા વળ્યા. રસ્તામાં આવતાં સાયંકાળ થવાથી પહાડ ઉપર એક વૃક્ષ નીચે વાસો રહ્યાં. પ્રાતઃકાળે ઊઠી પાછા પંથે પડયાં. ત્યાં એક મેહેલ મીણાકારી કામે જડીત દીઠો. તેવાજ હીમત રાખી બને જણ અંદર ગયા. જુએછે તો એક સ્ત્રી પલંગ પર સુતી દીઠી. તે સ્ત્રી ઘણીજ ફુટડી હતી. રાજાએ પોતાની સ્ત્રીને કહ્યું કે. વાહ આ શું સુંદરી છે. તે કોઈ દેવપરી લાગેછે. પરંતુ તે શું જાણશે કે અહી કોઈ આવ્યું હશે. તો તેને જાગ્રત કરૂં. જે બનવાનું હશે તે બનશે. સ્ત્રી કહે કે તેમાં મુને શું પુછોછો. તે તો આપની મરજી ઊપર છે. આવું કેહેવાથી તેના પગનો અંગુઠો ખેંચ્યો. તેવીજ ઝડપથી બેઠી થઇને આમ તેમ જોવા લાગી. જેથી બે જણ નજરે પડ્યાં. બનેનું રૂપ જોઈ પોતાના રૂપનો ગર્વ ઊતરી ગયો. ને આશ્ચર્ય પામી વીચાર કરવા લાગી કે, આ તે ઇંદ્ર હશે કે શાક્ષાત ઇશ્વર મારી પાસે આવ્યા હશે એમ વીચારી ભયભીત થઈ ગઈ, રાજા રાયસીંગજીએ પુછયું કે હે સ્ત્રી તું કોણ છે આ ભયાનક પહાડ ઊપર તને કોણે ચડાવી છે. તારો પતી કયાં ગયોછે. તું ખરેખરૂં કહે. તું કોક દેવપરી દીશેછે જો તારે કાંઈ દુઃખ હશે તો તારા દુઃખમાં હું ભાગ લેઇશ. એમ તું તારા દીલમાં નકી સમજજે.

સ્ત્રી કહે કે હું ઇંદ્રપરીછું. આકાશ માર્ગે જતી હતી. ત્યાંથી એક જક્ષે મુને પકડી ને અહીયા પાચ માસ થયા કેદ કરી છે. મારા સારૂ તે ફલફુલ લાવે છે. તે હું ખાઉછું. ખઈ રહ્યા બાદ તે આળાચશકા કરી મુને પુરીને જતો રહેછે. તેમજ મારી શાથે વર

વાની ઘણીજ તાકીદ કરે છે. મેં કહ્યું કે મારે છ માશની બાધા છે. ત્યાર પછી હું તારી સાથે વરીશ. આવી રીતનો દીલાસો આપવાથી તે મારૂ ભરણપોષણ કરે છે. મેં જાણ્યું કે તેને એક તરફ દીલાસો આપું, ને બીજી તરફ ઇશ્વરની ભક્તી કરૂં. જેથી મારૂં કષ્ટ નીવારણ થાશે. તમે આજે મહેરબાની કરી અહી પધાર્યા, તો આપથી કોણ મોહોટું છે. આપ મારૂં દુ:ખ નહિ ભાંગો તો કોણ ભાંગશે. અત્યાર સુધી એમ હતું કે ઇશ્વર છ માસ સુધીમા સહાય નહિ કરે તો એક બે દીવસ બાકી રહે હું આપઘાત કરત એવા વીચારથી હું અહોનીશ ઇશ્વર ભક્તી કરૂંછું. આજે આપસાહેબને મારા ઉપર જગકર્તાએ કૃપા કરી મોકલ્યા. જેથી હું તેમની આભારી થઇછું. અને તમારો પણ આભાર ભુલવાની નથી. આપ પધાર્યા ન હોત તો મારા થોડા દીવસમાં બુરા હાલ થાત. તમે કાળા માથાના માનવી જેવા દીશોછો. આવા ભયાનક વીકટ જંગલમાં હીંમત ધરી ફરોછો તે ઘણી નવાઇ જેવી વાત છે. અહિ માનવીથી તો શું પણ પશુપક્ષીથી અવાતું નથી. માટે આપ કોણ છો, ને અહિ આવવાનું કારણ શું છે. તે કૃપા કરી ખરેખરી હકીકત ફરમાવશો જેથી હું દુ:ખણી સંતોષી થઇશ. આપનું બોલવું મને ઘણું પ્રીય લાગે છે. માટે જલદી કહો. હમણા પાપી જક્ષ આવશે ને તે આપને દેખી કોપાયમાન થઇ મારી નાખશે. આવું સાંભળી રાજા બોલ્યો કે હું પણ તારા જેવા અસહ્ય દુ:ખમાંથી હમણાંજ નીકળ્યોછું. મારા માથે દુ:ખ પડવામાં બાકી રહ્યું નથી. રાજાએ બનેલી તમામ હકીકત કહી સંભળાવી. જેથી સ્ત્રી હર્ષીત થઇને કહેવા લાગી કે હે રાજન મારે ઇચ્છા વર વરવાની અગડ છે. હું તે પુરૂષની શોધ માટે આકાશ રસ્તે જતી હતી. તેમાં દૈવ યોગે અહીં ફસાઇ પડીછું

હે રાજા હવે જો આમાંથી ઉગારો તો મારે બીજો વર શોધવાની કાંઇ જરૂર નથી. હું મારા પીતાને કહીશ. તેવીજ તે મુને આપ સાથે પરણાવી આપશે. મારા પીતાજી ઘણા રીધીવાન છે. આ મેં જે આપની સાથે વાતચીત કરી તેમાં કાંઈ આંતરો રાખતી હુંતો અથવા કાંઇ ખોટો પ્રપંચ કરતી હુંતો મારી વચ્ચે જગ-

કર્તા ઇશ્વર છે. આવા સોગાન ખાધાથી રાજાએ પોતાની પાસે જે ટોપીઓ હતી તેમાંથી થોડી થોડી ફાડી એક ત્રીજી બનાવી ને તેના મસ્તકે નાખી. હાથ પકડીને પહાડ નીચે ઉતારી રસ્તામાં ચાલતાં થોડેક દુર જક્ષ સામો મળ્યો તે જોઇ રાજાએ કહ્યું હે સ્ત્રી તારો સખો થવાનો હતો તે આજ કે, કોઈ બીજો. સ્ત્રી કહે કે એજ હવે આપણે અહિંથી જલદી ચાલીએ તો ઠીક. આ હરામખોર પહાડ ઉપર જશે. ને મુને દેખશે નહીં તો એકદમ શોધ વાસ્તે તે ધાયો આવશે. તેવાજ આપણ ત્રણેને હેરાન કરશે. અને તે માર મારી આપણને મારી નાખશે. રાજાએ કહ્યું કે ફીકર નહિ મારી પાસે કાષ્ટ કાપવાનો એક કુહાડો છે. તો તે હથીઆરથી તેના પ્રાણ લેઇશ. તે ધાયો આવે તે વખતે તમો બેઠા બેઠા તમાસો જોયાં કરજો હું ઘડી એકમાં તેના પ્રાણ કાઢી નાખીશ. આવી વાતો કરતા કરતા જાયછે. તેટલામાં તો તાડું દેતો પાછળ આવ્યો. રાજાએ ટોપી મસ્તકેથી કાઢી નાખી તેવોજ ધાયો પરસ્પર યુદ્ધ ચાલ્યું છેવટે તેનો પણ પ્રાણ લીધો. આ તમાશો જોઇ તેમજ તેને જમીન ઉપર પડેલો જોઇ બંને સ્ત્રીઓ ઘણીજ હર્ષીત થઇને રાજાને શાબાશ શાબાશ કહેવા લાગી. બાદ ત્યાંથી ત્રણે જણ રસ્તે પડ્યાં.

પચીશ પચાશ ગઊ ગયા ત્યાં એક સુંદર તળાવ આવ્યું. તે તળાવ આરશ પથરથી ચોતરફ બાંધેલું હતું. તેની વચમાં એક સુશોભીત હવા મેહેલ હતો. તેની આજુ બાજુએ સુગંધી ઝાડના કયરા ગોઠવી દીધા હતા. તેની અંદર સુરજમુખી કમળ જુઈ ગુલાબ મોઘરો ચંબેલી કેતકી કેવડો મરવો ડમરો એ વિગેરે ઘણી જાતનાં ખુશબોઇદાર પુષ્પો ખીલી રહ્યાં હતાં. ઇંદ્રપરી કહેવા લાગી કે હે રાજન આ તળાવનું પાણી ઘણુંજ સુંદર છે. આ તળાવ મારા પીતા શ્રીએ બંધાવેલું છે. આપણે ત્રણે જણ ઘણા દીવશો થયા નાયા ધોયા વિના ખરાબ ખસ્ત થઇ ગયા છીએ તો આજે નાહી લેઇએ. આવું કહેવાથી ત્રણે જણ નાહાવા પડ્યાં સ્નાન કરી કપડાં પહેરી ફળ આહાર કરી ત્યાંથી ચાલતાં થયાં. ઘણાક દીવશે પાંચ ગાઊ ઊપરથી ઇંદ્રપરીના પીતાનું ગામ દ્રષ્ટીએ પડયું. ઇંદ્રપરી કહેવા

લાગી કે હે રાજીંદ્ર દુરથી પેલું ગામ જે દેખાય છે તે મારા પીતા શ્રીનું છે. ચાલો ઊતાવળા ત્યાં પોહોચે છુટકો છે. આ શહેર દુરથી રળીયામણું ઝાકઝમાળ દીવાની જ્યોતો જેવું દેખાવા લાગ્યું. રાજાએ કહ્યું કે. હે સ્ત્રી તમારા પીતાના ગામનું નામ શું. તેમજ તમારા પીતા તથા માતાનું નામ શું. ને તમારૂં નામ શું, તેની સર્વે હકીકત કહો. કારણ કે તમારા પીતાનું ગામ નજીક આવ્યું. વળી કોઈ તમારા પીયરીઆનું માણુસ મળશે અગર આપણુને તેની સોબત થશે તો તે વખતે તમારાથી અમારી સાથે વાતચીત કોઇ પ્રકારની બનશે નહિ. તેથી કહેવાની ફરજ પાડુછું. વળી મેં સાંભળ્યું છે કે સ્ત્રી જાત પોતાના પીયરીઆમાં જાયછે. ત્યારે તેને ત્યાં ઘણીજ મરજાદા રાખવી પડે છે. અને તે વખતે તમામ સુખ દુઃખ વીસરી જાયછે. તો હે પ્રીયવંદા તમે તમામ હકીકત કહો. તમારૂં બોલવું મને ઘણું પ્રીય લાગેછે. આવું રાજાનું બોલવું સાંભળી ઇંદ્રપરી કહેવા લાગી કે હે રાજન મારૂ નામ સુસીલાપરી છે. મારી માતાનું નામ પ્રેમપરી છે તથા મારા પીતાનું નામ ઇંદ્રજીત છે ને ગામનું નામ ઇંદ્રપુરી છે મારે ભાઈ નથી પરંતુ એક બહેન તે મારાથી મોટી ઊમરની છે. તેણે પણ એવું વ્રત અંગીકાર કર્યુંછે જે કોઈ પુરૂષ મારી સાથે શોગઠાબાજી રમે ને જો તે જીતે તો હું તેને વરૂં. ઘણા ઘણા રાજા લોકોને હરાવી તેને ગુલામ કરી રાખ્યાછે. પણ આપના પુન્ય રૂડા છે તો ઇશ્વર કૃપાથી હું તથા મારી બેન તમારી સાથે વરીશું.

મારી બેન શોગઠાબાજી રમવામાં ઘણી હુંશીયાર છે તમારા જેવા સદગુણી તેમજ પરોપકારી પુરૂષ આ દુનીયામાં આજ લગી મેં કોઈ જોયાં નથી. મારી બેન પણ મારી વિનંતી ઉલંઘન કરે તેમ નથી. વળી હું પણ તેને વીવીધ પ્રકારે સમજાવીશ તેની સાથે મારી બેન શોગઠાબાજી રમી માણસોને જીતેછે તેની દરરોજની હકીકત તમોને કહી મોકલાવીશ. ને હું દરરોજ આપને એક વખત મળીશ આવી વાતો કરતાં કરતાં શહેર નજીક આવ્યા. ત્યાં એક માણુસ સામો આવતો દેખી રાજાએ તેને બોલાવી કહ્યું કે તમે અહીંના રાજા પાસે જાવ. ને કહો કે તમારી દીકરી શુસીલાપરી આવે છે.

આ દીકરી રાજાને ઘણી પ્રીય છે. તેથી આ ખબર તેમને કહેશો તો તમને રાજા ઇનામ આપશે. આ સાંભળી માણસ દોડતો રાજા પાસે ગયો. ને દીકરી આવવાના સમાચાર કહ્યા. રાજા આ વાત સાંભળી ઘણોજ હર્ખીત થયો ને આવેલા માણસને શીરપાવ આપી વીદાય કર્યો. પોતાના પ્રધાનને કહ્યું કે તમે એકદમ ગામની બહાર જાવ કારણ કે આપણી દીકરી સાથે કોઇ કાળા માથાના માનવી છે. તેની આગતા સ્વાગતા કરો ને કહેવું કે રાજા સાહેબે સલામ કહીછે. તેની સાથે કહેવરાવ્યુંછે કે હાલ આપ સાહેબ અહીંજ થોભશો. હું સ્વારી સહીત આપને લેવા માટે આવુંછું. સદરહુ હુકમ સાંભળતાં તુરત પ્રધાન તેમની પાસે આવી રાજાએ આપેલ હુકમ મુજબ વિનંતી કરી. આ વખતે પ્રધાને તંબુ શેહેરમાંથી મંગાવી ગામની બહાર ઉભા કરી તેઓને ત્યાં ઉતાર્યા રાજાએ સૈન્યાધીપતીને બોલાવી સ્વારી તૈયાર કરવાનો હુકમ કરી પોતે અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ને પોતાની માનવંતી રાણીને આ વાત સંભળાવી તેવીજ ચકીત થઈ હર્ષ પામી. અને રાજા ત્યાંથી પાછા કચેરીમાં પધાર્યા. રાણીએ પોતાની અઢાર લાખ પરીઓને તેડાવીને આ સર્વ ખીના કહી. ને તેઓને પોતાની માન્યવંતી દીકરી પાસે જવા નીચે પ્રમાણે હુકમ કર્યો.

( સૈયર દુઃખ શું દાખવું. એ રાગ. )

સહીયરો હું તમને વીનવું, સાંભળો મારી રે વાત;
સુસીલાપરીને જઇ મળો, કહો આવે માત તાત. સહી૦
મીષ્ટ ભોજન આદી સઈ કરી, લેઇ ફોફળ પાન;
આસુક માશુકને બોલાવજો, દેઇ ઘણાં રે માન. સહી૦
આશીશ ત્રણેને આપજો, કરજો વિનય સલામ;
ગાયન કરજો શોભતાં, તેતો તમારા કામ, સહી૦
પ્રથમ તમોને મોકલ્યાં, સુશીલા તણી સોધ;
સોધ તમે તો કરી નહિ, કરવો પડયો મારે ક્રોધ. સહી૦
આ સમયે એવું થાય ના, પહેલો કહું વિચાર;
આ અવસર જો ચુકશો, નિશ્ચે ખાશો રે માર. સહી૦

પોશાક તમે તો પેહેરજો, આભુષણ તો અમુલ્ય;
એક અહીં રહેશો નહિ, જાઓ તમે રે કુળ. સહી૦
મારી વતી વિનંતી કરો, વળી દેજો આશીશ;
આસુક માશુકને મળી, નમાવજો તમે શીશ. સહી૦
ગામ બધુ શણગારજો, શણગારો મહેલાત;
તોરણ બંધાવો ઘરે ઘરે, હર્ષથી કહું વાત. સહી૦
ઘણા દીવશે મારી લાડકી, આવી છે મુઝ ઘેર;
વાત વિગતેથી પુછશું, લેઇશું શત્રુનાં વેર. સહી૦
વીલંબ હવે તમે નહિ કરો, જાઓ જલદી બ્હાર;
સૈન્ય તમામ લેઇ કરી, હું પણ આવું તે ઠાર. સહી૦
કલંક કુળનું ઉતારીયું, થઇ ગઈ લીલા લહેર,
મુખ ઝાંખા ઉજવળ થયાં, પ્રભુએ કીધી મહેર. સહી૦

---

## પ્રકરણ ૪ થું.

આવું કહી અઢારલાખ પરીઓને પોતાની દીકરી તથા આશુકમાશુક પાસે અગાઉથી મોકલી દીધાં. જેથી તમામ ગાજતે વાજતે શેહેરની બહાર જયાં દેરા તંબુ આપેલ હતાં ત્યાં ગયા, ને રાજાએ તમામ સ્વારી તૈયાર કરવાનો હુકમ સેન્યાધીપતીને આપ્યો હતો તેથી સ્વારી તૈયાર કરીને રાજા પાસે આવ્યો રાજાએ સેન્યાધીપતીને આવતો જોઈ કહેવા માંડયું કે સ્વારીને કેટલી દેરછે. ત્યારે સેન્યાધીપતીએ કહ્યું કે સાહેબ હજુ સ્વારી તૈયારછે. તે કહેવા માટે આવેલછું. આ સાંભળી રાજા પોતાના સહકુટંબને સાથે લેઈ હાથીની અંબાડીમાં બેશી ગાજતે વાજતે નીકળ્યાં તેમજ વાજાવાળા વિવીધ જાતનાં વાજાઓ લેઈ સેન્યાધીપતીના લશ્કરમાં મળ્યા. રાજારાણી તથા તેમની દીકરી સમુદાય પરી હાથીની અંબાડીમાં બીરાજયા હતા. તેઓની આગળ લાખોપરીઓ નાચ કરતી હતી. બીજી લાઇન સેન્યાધીપતીના લશ્કરની હતી, તેમાં નાયકાઓ નાચ કરતી હતી. ત્રીજી લાઇન પ્રધાનજીની હતી. તેમાં ગાંધર્વ લોકો કુદકા મારતા હતા. ચોથી લાઇન પ્રધાનજીના સીરસ્તેદારની

હતી. તેમાં ભગત લોકો ભજન ઉડાવતા હતા. તેમજ ઝાંઝપખા-જનો શોર મચી રહ્યો હતો. પાંચમી લાઇન બેંડ વાજાવાળાઓની હતી. તેમાં એક આદમી ગાયન કરતો હતો. તેજ રાગમાં બેંડવા-જાવાળા વાજુ બજાવતા હતા. છઠી લાઇન પોલીશની હતી. તેમાં એક નાયક ઘણો દીપવંતો હતો, અને તેને ગળામાં જરીયન પટો નાખ્યો હતો. તેમજ ટોપીમાં મોતીનાં ઝુમખા લટકાવી દીધેલા હતા. નાયક પરેટ બોલતો તે સાંભળી પોલીશો કવાયત કરતા હ-તા. સાતમી લાઇનમાં આરબ લોકો મસ્તાના થઈ ઠેકડા મારતા હતા. આઠમી લાઇનમાં તમામ લોકોનાં હાથમાં શોનારૂપાના થાળ તેમાં કુમકુમ ચોખા તથા મોતીના હાર તથા પુષ્પો વિગેરે ઘણું ખુશબોદાર અંતર અરગ ચંદન વિગેરે હતા. નવમી લાઇનમાં ઉ-ડંગુપરીગો હાથમાં આતશબાજી લેઈ આકાશમાં તે છોડતી હતી. તેમાંથી પચરંગી રંગો ધરતી ઉપર ભભકાર મારતા હતા. અને તેથી તમામ લશ્કર શોભાયમાન દેખાતું હતું. એવા ભભકાથી પોતાની દીકરીનું સામૈયુ કર્યું. તે નજીક આવ્યું સાંભળીને સુશીલાપરીએ પોતાની માનવંતી દાસીને બોલાવીને કહ્યું કે, એક થાળમાં અંતર અને સુગંધી પુષ્પો તથા બીજા થાળમાં બત્રીશ જાતની રસોઈ લેઈ આવ. આવું સાંભળી દાશી રાજદ્વારે ગઈ લેઈ આવીને સુશી-લાપરીને વંદન કરી મોં આગળ મેલ્યું.

રાજા રાણી તથા તેની દીકરી સમુંદાયપરી હેઠા ઉતરી ત-માત સ્વારી ઉભી રાખી પોતે તંબુમાં ગયા. તેવાજ ત્રણેજણ ઉભા થઈ ઘટીત વંદન કર્યું. તેમજ સુશીલાપરીએ પોતાની માયાલુ માતા તથા પીતા ઉપર અંતર છાંટયું ને ફોફલપાન વેચ્યાં. રાજા રાણી આ રાજાનું રૂપ જોઈ આશ્ચર્ય પામી ગયા કે આ તે કોણ હશે. એવું વિચારી પોતાની દીકરીને ચુંબન કરવા લાગ્યા. સુશીલા પરીએ કહ્યું કે હે પીતા હે માયાળુ માતા પ્રથમ આ બંનેને ચુંબન કરો. મુને તેને જીવતદાન આપ્યુંછે આ ન મળ્યા હોતતો આજ મે મારી આ દેહનો ત્યાગ કરી નાખ્યો હોત. તો પેહેલુ ચુંબન મારા પ્રીયને અને બીજુ ચુંબન મારી પ્રીય બેનને કરો. ચુંબન કર્યા બાદ સુ-

સીલાપરીએ થયેલી હકીકત પોતાના પીતા તથા માયાળુ માતા તથા બ્હેન સમુદાયપરીને કહી સંભળાવી. તેથી ત્રણેજણ ઘણા હર્ષ પામ્યા. ને રાયસીંગજીને કહેવા લાગ્યા કે આપ સાહેબ મારી દીકરીને જીવતદાન આપ્યું તેથી અમો આજે આપ સદગુણી સાહેબના આભારી થયા છીએ. હવે અમારા ઉપર મહેરબાની કરી અમારૂં ઘર પાવન કરો. જેથી અમો આજે આપ સદગુણી સાહેબની આજ્ઞામાં વરતી હર્ષનો લાહવો લેઇએ. આવું વિનય ભરેલું સાંભળી રાજા રાયસીંગજી તથા હરણપરી ઘણાં હર્ષીત થયા. આ વખતે પાંચેજણ સુશીલાપરીની દાસી પકવાન લાવેલી તેનો મુખવાશ કરવા બેઠા. જમી રહ્યા પછી તંબુમાંથી બહાર નીકળી હાથી ઉપર સ્વારી કરી શેહેરમાં આવ્યા ને ત્યાંજ તેઓને ગીરજા નામે મેહેલમાં ઉતારો આપ્યો. થોડીવારે રાજા ઇંદ્રજીતે નમ્રતા પુર્વક વીનંતી કરી કે હવે જો આપની મરજી હોય તો રજા લેઉ. આવું સાંભળી રાયસીંગજીએ ખુશીથી રજા આપી.

તેવાજ ગાજતેવાજતે રાજા તથા રાણી પોતાની બંને દીકરીઓને સાથે લેઈ પોતાના અંતપુરમાં પ્રવેશ કર્યો. બાદ માયાળુ માતુશ્રી પ્રેમપરીએ હાથમાં કુમકુમ કંકુ તથા પુષ્પ લેઈ દીકરીને તીલક કરી ચુંબન કર્યું. ને કહ્યું કે દીકરી અમે તમને શોધવામાં બાકી રાખી નહોતી. આ શેહેરની તમામ રૈયત તથા આપણી અઢારલાખ પરીઓને શોધ માટે મોકલી હતી. પણ કયાંયથી શોધ મળી નહીં. તેથી હું તો ગાભરી ભાન વીનાની બની ગઇ હતી. ને દીલમાં અહોનીશ શોચ રાખી દીવશ નીર્ગમન કરતી હતી. આજે તારૂ મુખ જોઈ મુને હર્ષના ઉભરા આવ્યા કરેછે. બોલ બહેન તારી શું હકીકત હતી. શાચેસાચુ કહી આપ તારા દુશ્મનોનો નાશ કરાવી નાંખું. સુશીલાએ પોતાની માયાળુ માતુશ્રીને થયેલ હકીકત નીવેદન કરી.ને માતુશ્રીએ એક ચીત્તે રત્નજડીત સીંઘાસન ઉપર બેશી સાંભળી.

હું મારી શાહેલીઓ સાથે રમવા સારૂ આપણા અશોક બાગમાં પ્રાતઃકાળે ઉઠી ગઈ હતી. ત્યાં જઈ દંત ધાવન કરી તરેહ તરેહના મેવા પકવાન ખાઈ કુદડી ફરતી હતી. મારા શરીરે પરશેવા વળવા-

થી આપણા બાગના હોજમાં નહાવા બેઠી ને મારા વેણી કેશ તમામ ધોવા લાગી. તેવામાં આકાશ માર્ગે એક જક્ષ જતો હશે જેણે આવી મુને એકદમ ખેંચી લીધી. તે ગગન મારગે લઈ ચાલ્યો. અહીંથી બશે માઈલ ઊપર એક મોહોટો ભયંકર પહાડ છે. ને ત્યાં વનખંડી ઘણીછે આપણે ઇંદ્રપરીઓ કહેવાઇએ છીએ. પરંતુ આપણાથી ત્યાં જવાય તેવો રસ્તો નથી. તે મહા વીકટ ભયાનક છે. અને ત્યાં અનેક જાતનાં જનાવરો ગર્જના કરી રહ્યાછે. વળી તે જનાવરો માણસોને દેખે કે તરત ઊપાડી જાય તેવી ત્યાં ગતી છે. શદરહુ જક્ષે તે પહાડ ઊપર એક કોટડી જેમાં માંસાહારાદીને લીધે દુર્ગંધી છુટતી હતી. ત્યાં મુને લટકાવી રાખી હતી. મેં અવલથીજ તેની સાથે મન મેળાવો કર્યો નહોતો વળી કહેલ કે તારી સાથે મન મેળાવો છ માસ પછી કરીશ. કારણ કે ત્યાં સુધી મારે પ્રતીજ્ઞા છે. તેમજ કોટડીમાં મુને પુરી તાળું વાસી પોતે જંગલમાં આખો દીવસ રહેતો હતો. મારે ત્યાં ઘણું દુઃખ વેઠવું પડયું હતું. તે કેહેવા બેસું તો હજી તે દુઃખનો ઘા રૂઝાણો નથી તેમાં વળી તે ઘા તાજો થઈ પડે. તેટલા કારણથી માજી હું તમને કહેવાને માફ માગું-છું. લેકીન હે માયાળુ માતા અમારી સાથે કાળા માથાનો માનવી છે તેણે તે દુશ્મનનો નાશ કરી મુને જીવતદાંન આપ્યુંછે નહીં તો છ માસમાં એક બે દીવશ બાકી હોત ત્યારે હું આ મારા દેહનો ત્યાગ કરી નાખત. હે માયાળુ માતા આ કાળા. માથાના માનવીનો આભાર હું કયે ઠેકાણે વાળીશ. માતુશ્રી મારે પ્રથમથીજ ઇચ્છાવર વરવાની પ્રતીજ્ઞા છે, તે આપ સારી રીતે જાણોછો. માટે મુને આ કાળા માથાના માનવી સાથે પરણાવો તો મારી તમામ દલીલ પુરી પડે. ને તેની આજ્ઞા પાળી થએલ આભારનો બદલો વાળી આપું. આ સીવાય તેના કરેલા ગુણનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી માતુશ્રીએ કહ્યું કે ફીકર નહીં. બેટા ધીરજ ધર ને સર્વ હકીકત કહે, તું કહેછે કે ત્યાં માનવીથી પણ જવાતું નથી ને આ કાળા માથાના માનવીએ તુને બચાવી લીધી તે નવાઈ જેવી વાતછે.

સુસીલાએ કહ્યું કે માતુશ્રી તે માનવી પાસે દેવે આપેલી એક

ટોપીછે. તે મસ્તકે ધાલે કે તેને કોઈ પ્રાણી માત્ર દેખે નહીં. આ રાજા મુસાફરી માટે ઘેરથી નીકળેલો છે. તમામ દેશો તથા પહાડો તે જોતો ફરેછે. અને હું જે પહાડ ઉપર કાળાગ્રહે પડેલી હતી ત્યાં તે આવ્યો. તેણે મારૂ દુઃખ જોઈ દયા લાવી એકદમ મુને નીદ્રાવશથી જાગ્રત કરી ને પોતાની પાસે ટોપી હતી તેમાંથી થોડીક કાડી બીજી ટોપી બનાવી મારા મસ્તકે મેલી. મારી આંગળી પકડી તે પહાડથી ઘણી મુશીબતે નીચે ઊતારી. પછી અમે ત્રણે ચાલતા થયા. તેવામાં મુને પકડી ગયેલ જક્ષ સામો મળ્યો. મને પહાડ ઉપર નહીં જોવાથી અમારી પાછળ આવ્યો. જેથી રાજાએ મુને તથા મારી પ્રીય બેનને એક વૃક્ષ નીચે બેશાડ્યાં. અને તેની સાથે યુદ્ધ કર્યું. છેવટે તે આવેલ હરામખોર જક્ષના તેણે પ્રાણ લીધા. આ બાબતની ખાત્રી કરાવવી હોયતો આપણા જીત સરોવર નજદીક તે હરામખોરની લાશ પડેલી છે. તે જોયાથી ખાત્રી થશે. આ હકીકત સાંભળી માતુશ્રી ઘણા હર્ષીત થયાં. ને દીકરીને ધીરજ આપી કે બેટા ચીંતા કરીશ નહીં હું તારા કેહેવા પ્રમાણે કરીશ.

એમ કહી દીકરીની સંકટની બીના સાંભળી રાણી મુર્છાગત થઈ થોડીવારે સુદ્ધિ આવી પછી પોતાની દીકરીને ચુંબન કરી કહ્યું કે બહેન તારી મરજી હોય તો તે કાળા માથાના માનવી રાજાને અંતઃપુરમાં બોલાવું. મારે પણ તેનો આભાર માનવો જોઇએ એવું સુસીલાનું મન તેને બોલાવવા ઊપર થયું. તેવું માતુશ્રીએ તેના ચેહેરા ઊપરથી વર્ત્તી રાજાને અંતઃપુરમાં બોલાવી લાવવાનો હુકમ દાસી પ્રત્યે કર્યો. તેજ વખતે રાજા રાયસીંગજીને તથા હરણુપરીને બોલાવવા માટે દાસીયો સ્વારી સહીત ગીરજા મેહેલે જઈ ઘણું માન આપી ગાજતે વાજતે બને જણને રાજદુવારે તેડી લાવ્યા. તે વખતે સુસીલા શરમાઈ ઓઝલમાં બેઠાં માતુશ્રીએ બંનેનાં મુખારવિંદ નીરખી બંનેને ડાબે જમણે દીચણે બેસાડી ચુંબન કર્યું. તે સાથે કહ્યું કે દીકરા તમે ઘણાં દુઃખ વેઠી માહારી સુસીલા દીકરીને બચાવી તેથી મારી વહાલી પુત્રી સુસીલા આપને અર્પણ કરૂંછું. એમ કહી પોતાની અઢારલાખ શાહેલીઓને તેડાવી આ મંગળીક વાત કહી ગોળ વેંહેચી તેઓને નીચે પ્રમાણે કહ્યું.

( જનુની જીવારે ગોપીચંદની એ રાહ )

**પ્રેમપરી**—સહીયરો હું તમને વીનવું, સાંભલો મારી રે વાતજી;
સુશીલા બ્હેન હવે પરણશે, રાજા રાયસીંગ શ.થજી. સહી૦
ગામ નગર શણગારજો, શણગારો મેહેલ મેલાતજી;
તોરણ બંધાવો ઘરેઘરે, હુકમ કર્યો તુંમ તાતજી. સહી૦
બાગ બગીચા શીણગારજો, બેડક કરો અપારજી;
ચુક ખાશો નહિ તમો, નહીંતર રાજા મારે મારજી. સહી૦
આજથી દીવસ બાર છે, લગ્ન આડા નીરધારજી;
લાહાવો લેશું ઉછરંગથી, કરતાહરતા કીરતારજી. સહી૦
શલીંગ જડાવો મહેલમાં, કરો રંગે ગરકાવજી;
જોઇતો શામાન ભેગો કરો, મુહુર્તના લેવા લાવજી. સહી૦
નવીન મેવો લાવી રાખજો, લાવજો ફોફલ પાનજી;
એકે જણશ લેવી નવ પડે, રાજાથી મળશે માનજી. સહી૦
શોભા કરો તમે અદભુતી, જાણે મેનાકારી કામજી;
શીરપાવ આપીશ અતીઘણો, કામ કરો રાખી હામજી. સહી૦

ઉપર પ્રમાણે રાણી પ્રેમપરીએ પોતાની શાહેલીયોને શેહેરની અંદર ઘરોઘર તોરણ બંધાવવાનો તેમજ ઘેરઘેર ગીતો ગાવાનો બંદોબસ્ત તેમજ પોતાના રાજ્યમહેલ અને બાગ બગીચાઓ શણગારવાને જોઇતો શામાન એકઠો કરવાને નોખો નોખો હુકમ આપીદીધો પ્રેમપરીએ રાજાને કહ્યું કે તમે મારી દીકરી માટે આટલીબધી મહેનત લીધી તેથી આપનો આભાર માનુછું રાજાએ કહ્યું. આમા મે કાંઈ ભારે કામ કર્યું નથી. માણસો માણસોના કામ કર્યા કરે છે તેમાં આભાર શાનો માતુશ્રી આપનાં અંતઃપુરમાં પ્રવેશ કરતાં આપે અમને જે માન આપ્યું છે તેનો આભારી તો હુંજ થયોછું. તે બદલો હું કયે ઠેકાણે વાળીશ. મારા શેહેરથી નીકળ્યો ત્યારે હું વર્ષ ચઊદનો હતો હાલ વરસ વીસ થવા આવ્યા. તેમાં મારા માથે દુઃખ પડવામાં બાકી રહી નથી. પરંતુ મારા પુન્યોદયથી અમે તમારી દીકરી સુસીલાને મળ્યાં. ને તે અમોને અહીં તેડી લાવ્યાં. જેથી આજે પાછો દુઃખનો વીસારો થઇ ગયો. હાલમાં સુખ શી-

વાય અમો કાંઇ દેખતા નથી. અહિ આવતાં મુને તથા મારી સ્ત્રીને ઘણો પ્રેમ બતાવી પોતાની માતુશ્રી જેવો હાસ્યવીનોદ તેમજ સુખ દુઃખની વાતો ઉપર ધ્યાન આપ્યું જેથી તમામ દુઃખનો તમારા પશાયથી વીશારો થઇ ગયોછે છતાં જો આપની ઇચ્છા હોય તો સ-દરહુ વાત કબુલ રાખુછું. રાજા રાયસીંગજીએ પોતાની સ્ત્રીને કહ્યું કે કેમ પ્રીયવંદા તમારી શી મરજી છે. હરણીએ કહ્યું કે મારા પ્રા-ણપીઆરા આ વિશે મેં આપને અગાઉથીજ ઉત્તેજન આપેલ છે. કે માહરી સુશીલા બહેનની સાથે પરણો જેથી અમો બંને બહેનો ભેગા મળી આપની સેવા કરીશું. ત્યારે અમારા મનના મનોરથ પુર્ણ થશે માતુશ્રીને વીનયથી નમસ્કાર કરી હરણપરી બોલી ઉઠયાં કે હે માતુશ્રી મારો વિચાર પુરેપુરો છે. તો તમારી સુસીલાને મારા પ્રાણનાથને આપશો એટલે અમો બંને બ્હેનો હળીમળીને પ-ત્તીની સેવામાં તત્પર રહીશું. તેમજ માયાળુ સાસુ તથા સસરાની આજ્ઞા ઉલંઘન કરશું નહિ આમાં હું કાંઈ ખોટું બોલતીહું તો મારી વચ્ચે આદ્યશક્તિ માતુશ્રી છે. આવી હાસ્યવિનોદની વાત થયા બાદ પ્રેમપરીએ પોતાના સ્વામી ઇંદ્રજીતને તેડુ મોકલું. જેથી રાજા અંતઃપુરમાં પધારી કહેવા લાગ્યા કે તમે શા માટે મુને તેડાવ્યો છે. ત્યારે પ્રેમપરીએ કહ્યું કે સ્વામીનાથ આપણી બેટી સુસીલાને આ કાળા માથાના માનવી સાથે પરણવા વિચાર છે. ને મારો પણ પુરો વિચાર છે. લગનીયા.ભટને બોલાવી મેં અડસટો પણ જોવરાવી રાખેલ છે. લગન આજથી બાર દીવસે આવેછે. માટે જોઈતી તમામ સામગ્રી એકઠી કરાવો. જેથી લગનના દીવસનો સારો લાવ લઇએ.

રાજાએ કહ્યું બહુ સારૂ હું આજ દીવસ સુધી તે ચીંતાને સ્વાધીન હતો. આ દીકરીને ઇચ્છા વર વરવાની પ્રતીજ્ઞા હતી. તે તેની મેળેજ શોધી લાવી. ઠીક થયું. પરંતુ મોટી દીકરી સમજે ને આ સાથે તે પરણે તો ઘણુંજ સારૂં. હશે ખેર. તેની પાછળથી વાત આ સુસીલાને પરણાવી દઉ એવો વિચાર કરી અંતઃપુરમાંથી બહાર આવી પ્રધાનોને હુકમ કર્યો કે શહેર તમામ શણગારો. તેમજ ઘ-રોઘર તોરણ બધાવી હરખના ગીતો ગાય તેવો બંદોબસ્ત કરો.

કુંવરી સુસીલાના લગ્ન નજદીક આવે છે. જેથી જોઈતો શામાન ભેગો કરો. પ્રધાને કહ્યું ઠીક ફાકર નહિ. આપ સાહેબના ફરમાન મુજબ બે ચાર દીવસમાં જોઇતી સામગ્રી તથા શહેરનો સુધારો કરાવીશ. આ વાત થઈ રહ્યા પછી રાજા કચેરીમાં પધાર્યા. પ્રધાને તાબડતોબ સુધારાની ગોઠવણ કરી ને થોડાક દીવસમાં ધારેલ કામ તૈયાર કર્યું. ત્યાં લગ્ન આડો એક દીવસ રહ્યો એટલે રાયસીંગજી રાજાને તથા હરણપરી રાણીને શીરપાવ મોકલ્યો. પોતાના દરબારમાં સુસોભીત ચોરી બંધાવી રાજા ઇંદ્રજીતે રાયસીંગજીને મંડપમાં પધારવા સારૂ સ્વારીની સાથ તેડુ મોકલ્યું. જેથી રાયસીંગજી પોશાક ધારણ કરી ગાજતેવાજતે સસરાના ઘરે પધાર્યા. તેવાજ વરકન્યાને માયરામાં બેસાડી ગીતો ગાવાનો હુકમ પ્રેમપરીએ દાસીઓને કર્યો. મારી પ્રીય સાહેલીઓ આપણા દેશમાં ગાળો દેઈ ગાળો ખાવી તેવો રીવાજ પરમપરા ચાલ્યો આવ્યો છે. પરંતુ આ વખતે તે રૂઢીને એક બાજુપર મહેલી સારા ગીતો ગાવા શરૂ કરો જેથી પ્રેમપરીની શાથે અઢાર લાખ પરીઓ એટલે દાસીઓ ગાવા લાગી. રાજા રાયસીંગજીના તરફ ગીત ગાવા નવ લાખ પરીઓને મોકલી તેથી બંને બાજુએ બંને ટોળાં બેશી નીચે પ્રમાણે ગાવા લાગ્યાં.

( ધોળ )

હરણપરી તથા દાશીયો—

શ્રી શંભુ પશાએ અમે પામીયા,
રૂડી સુસીલાપરીની જોડ; હર્ષ થયો અતી ઘણો.
બેઠાં શીંઘાશણે વહુ વર પરણવા,
ગાવે દાશીઓ મંગળ ગીત; હર્ષ થયો૦
અમને મોટાં કરી લેખા રાયજી,
છોડી જંગલી ફટાણાંની રીત. હર્ષ થયો૦
આજ સુધીનો ચાલ બુરો હતો,
ગાળો દેઇને થાએ આનંદ. હર્ષ થયો૦
પણ એ રીતથી કરી ઉલટી;
રીત સુલટી કીધી સુખકંદ. હર્ષ થયો૦

( ધોળ. )

પ્રેમપરી તથા દાસીઓ—

ધન્ય ધન્ય દીવસ રૂડો આજનો,
દીધી બેટી રાયસીંગજીને ઘેર; અનુપમ આંગણું.
વર રાયસીંગ જીવો જગ જીતવા,
રહો સુસીલાપરીનો શોભાગ્ય; અનુપમ૦
ધન્ય ધન્ય હરણ પરી શું કહું,
કીધી ઇશ્વરે અમપર મહેર; અનુપમ૦
રાજ લાડ પલાણુ હવે તુમ થયાં,
કહું સારો જોઇને આ લાગ; અનુપમ૦
મારી લાડકડી સુસીલાપરી,
કરજે સાસુ સસરાની સેવા સાર; અનુપમ૦
કહ્યું કરજે તું તારા પતીતણું,
ઈષ્ટદેવ તારો તેને ધાર; અનુપમ૦
લાજ શર્મ મર્યાદા રાખજો,
રાખજો બોલવાનો રે વીચાર; અનુપમ૦
તમે પતીને જમાડી જમજો,
પતી પોઢયા વિના નવરે પોઢાય; અનુપમ૦
પતી જાય કદી પરદેશડે,
અંજન આંખમાંહી નવ નાંખ; અનુપમ૦
મારી શીખામણ આટલી માનજો,
સારા શબ્દ બેટા સદા ભાંખ; અનુપમ૦

આજે અમોને હર્ષના ઉભરા આવેછે અને હવે રાજા રાયસીંગજી સાથે અમારે નીકટ સંબંધ થયો. તેથી પરમેશ્વરનો તેમજ હરણપરીનો પણ ઉપગાર માનીએ છીએ. હરણપરી કહે કે અરે માજીસાહેબ જેના કીસ્મત સારાં હોય તેને સારૂજ મળે, પરમેશ્વર સારાને સારૂ આપે. એમાં મુને કાંઈ જશ ધોછો તેને હું લાયક નથી, આપ સુજ્ઞ અને મોટાં છો તે મોટાં મોટાઇ પોતાની મોઢે કહેતાં નથી એ કહેવત સાચી કરી બતાવી. મારા ગુણને મોટો કરી બ-

તાવોછો. એ હું આપનો મોટો આભાર માનુંછું. નહિતો હું એટલી મોટાઈને પાત્ર નથી. આ સાંભળી દાસીઓ કહેવા લાગી ભલાં માણુસ બધાને ભલું કરી દેખાડે તેમાં નવાઇ નથી. તમારા ઉપર એમની કૃપા થઈ તો આ સારા દીવસનો લાવ લેઇએ છીએ. હરણુપરીએ કહ્યું હવે આજ્ઞા હોય તો અમો અમારે ઉતારે જઇએ. પ્રેમપરી કહે કે સુખેથી પધારો. એમ કહી તમામ સાહેલીયોને તથા હરણુપરીને પોશાક આપી સ્વારીની સાથ વિદાય કર્યાં. જેથી સ્વારી સમેત સુસીલાપરીને પરણી ઉતારે આવી તમામ સ્વારીના માણસોને શીરપાવ આપી વિદાય કર્યું. ને પોતે ત્યાં નાયકાઓ પાસે નાચ શરૂ કરાવ્યો. એમ આખો દીવસ ખુશીથી નિર્ગમન કર્યો.

એક દીવસે પ્રેમપરીએ પોતાની સાહેલીઓને સુસીલાને તેડવા મોકલી. સાહેલીઓ ગીતો ગાતી ગાતી જમાત્રના ઊતારે આવીને કહેવા લાગી કે સાહેબજી અમારી બાઇશ્રીએ સુસીલાને તેડવા સારૂં અમોને મોકલ્યાં છે. માટે સત્વર મોકલો. આમ કહેવાથી રાજા રાયસીંગજીએ મ્યાનો તૈયાર કરાવી સુસીલા પરીને પીયર જવાનો હુકમ કર્યો. તેવીજ સુખપાલમાં બેશી સ્વારી સાથ પોતાનાં પીઅરીએ આવીને રાજદ્વારમાં પ્રવેશ કર્યો. રાજા ઇંદ્રજીત તથા પ્રેમપરી પોતાની કુંવરી સુસીલાનું શરીર તરૂણવયના બાગ જેવું ખીલેલું જોઇ હર્ષીત થયાં. ને સુખદુઃખની વાત પુછવા લાગ્યાં. રાણી સુસીલાએ પોતાની સુખદુઃખની વાંત પોતાની માયાળુ માતુ તથા પીતા પાસે નીવેદન કરી. તેથી તેઓ ઘણાં ખુશી થયાં. અને કહેવા લાગ્યાં કે. આપણી મોટી દીકરીને સમઝાવતા તે સમજે. અને હઠ છોડી આ રાજા સાથે પરણે તો ઘણું સારૂં આપણુને પણ તે તરફની ચીંતા મટે ને તે સુખણી થાય. તેણે વ્રત અંગીકાર કર્યુંછે તેમાં તેને આજ દીવસ સુધી કોઇ પુરૂષ નજરમાં આવ્યો નહીં. ને હવે પુખ્ત ઊમરે થઇ. પાછળ આપણુને પસ્તાવો થશે. જેમ જેમ મોટી થશે. તેમ તેમ હરકત કરનાર છે. આવી વાતો એક બીજા અન્યો અન્ય કરેછે. તેટલામાં સમુદાયપરીની એક દાસી આવી તેને જોઇ રાજાએ કહ્યું કે. પુત્રી સમુદાયપરીનું અમારે જરૂરી

કાંમછે. તો તેને અહીં જલદીથી મોકલ આસા ભલી દાસી સમુદાયપરી પાસે આવી કહેલી હકીકત નીવેદન કરી. જેથી સમુદાયપરી ત્યાંથી ચાલી માતપીતા પાસે આવી રાજરીતી પ્રમાણે પ્રણામ કરી બેઠાં ને કહેવા લાગ્યાં કે માતુશ્રી મુને શી આજ્ઞાછે. રાજા ઇંદ્રજીત તથા પ્રેમપરી ઘણી ધીરજતાથી કહેવા લાગ્યાં કે. બેટા તું પુખ્ત ઊમરે થવા આવી. હજુ સુધી તને તારી જોડ મળી નહીં. હવે તો અમારી જગતમાં નીંદા થાયછે. માણસોને મોહોડું દેખાડી શકતા નથી તો હે પુત્રી મારી આજ્ઞાથી રાજા રાયસીંગજી વેરે પરણો તો ઘણું સારૂં. પછી તમારી મરજી તું સમજણી છે. તુને વધારે કહેવા ની કાંઇ જરૂર નથી આ સાંભળી સમુદાયપરી વિચારમાં લીન થયા. ને કહેવા લાગ્યાં કે હે માયાળુ માતા તથા પીતાશ્રી તેની સાથે મારો વીવાહ કરવો હોયતો મારી ના નથી. પરંતુ મારૂં લીધેલું વ્રત કોઈ દીવસ તોડવાની નથી. જો તમારે તેની સાથે મારો વીવાહ કરવા મરજી હોયતો આજે મારે મોહોલે રમવા માટે મોકલો. જો તે જીતશે તો ખુશીથી વરીશ. ને હારશે તો બે વખત પરોણો જાણી ગુન્હો માફ કરીશ પરંતુ ત્રીજી વખત રમશે ને તે હારશે તો ગુલામ કરીને રાખીસ. માટે તમે રાયસીંગજીને પુછાવો. તેની મરજી હોયતો આવે. હું તે વાંતમાં ઘણીજ ખુશીછું એમ કહી પોતાને સ્થળે ગયા.

રાજા રાણી સમુદાયનું વાક્ય સાંભળી ખુશી થયા. ને કહેવા લાગ્યાં કે આ બાબતમાં જમાત્રની ખુશીછે કે નહીં પેહેલો તેનો તપાસ કરવો જોઇએ. એમ કહી રાજાએ એક ચીઠી લખીને દાસી સાથે રાયસીંગજીને મોકલી આ ખબર સુસીલાને માતુશ્રીએ કહ્યાં તેથી તેણે પણ એક ખાંનગી ચીઠી પોતાના સ્વામી ઉપર પોતાની બેન વિષેની હકીકત નીચે પ્રમાણે લખી જણાવી દાસીની સાથે મોકલી આપી.

(દોહરો.)

શિરોમણી સુખકારને, લખી જણાવું વાત;
સમુદાયનાં મેહેલમાં, તેડાવશે મુઝ તાત,
રમવા કારણ સોગટે, થઈ રેહેજો તૈયાર;

દાવ નાખજો જોઈને, સોગઠ મારો ચાર.
બતાવસો હુશીયારી તો, મળશે કન્યા જાણ;
સાચી વાત હું વીનવું, સમઝ મન સુજાણ.
બીલી મુખ દીપક ધરે, પઢાવી છે મુઝ બેહન;
બેસે રમવા સોગઠે, નહીં રે મુકેને ચેહેન.
માટે હુંનો દાખવું, રમત રમજો યાર;
હુશીયારીથી ખેલજો, નહીં ચુકસો પ્યાર.
બે વખત ગુન્હો માફ છે, એમ કર્યું નીરધાર;
ત્રીજી વખત જો હારસો, નીસ્ચે ખાસો માર.
લખી જણાવું પ્રથમથી, તમોછો ચતુર સુજાણ;
પરણી માહરી બેનને, લીઓ પછી ખુબ લાણુ.

## પ્રકરણ ૫ મું.

આ ચીઠી તથા પોતાના સાસરાની આવેલ ચીઠી વાંચી ઘણો-જ ખુશી થયો ને તેજ વખતે રાજા રાયસીંગજીએ આવેલ દાસી-ઓની સાથે બને ચીઠીઓનો જવાબ લખી આપ્યો ને આવેલ દા-સીઓને રજા આપી રાજા રાયસીંગજી શોભીતા વસ્ત્રાભુષણ ધાર-ણ કરવા લાગ્યા તેવામાં હરણી આવી રાજાને પોશાક ધારણ કરતાં દેખી કેહેવા લાગી કે હે રાજન ક્યાં પધારવા તૈયાર થાવછો.

રાજાએ બનેલી વાતથી હરણપરીને વાકેફ કરી તેથી તેઓ પણ ઘણા ખુશી થયાં ને રાજાને કહેવા લાગ્યાં કે તમારાં પુન્ય રૂ-ડાંછે, તો રૂડુંજ થશે. આપણા માથે દુઃખ પડવામાં બાકી રહીં નથી, પરંતુ આ વખતે ઇશ્વરે મેહેર કરીછે, જેથી આવા મીણાકા-રી મહેલમાં સંસારીકનો લાહવો લઇએ છીએ. આવી અરસ પર-સ વાતો કરેછે, તેવામાં સમુદાયપરીની દાસી આવી રાજા પ્રત્યે કે-હેવા લાગી કે હે રાજન તમારા ભાગ્યની હું શી વાત કહું આજે મારી બાઈ સમુદાયપરીએ પોતાના મેહેલે પધારવાનું મારી સાથે કહેવરાવેલ છે ને તે કહેવા સારૂ હું આવીછું. જેથી આપ ત્યાં પધારી મારી સમુદાય બાઇને આપની અર્ધાંગના કરશો એવી આશાછે.

આવું દાસીનું વાકય સાંભળી હરણુપરી કહેવા લાગ્યા કે હે પ્રાણનાથ કહેવત છે કે શુકનથી શબ્દ આગળ હોય, તો આ દાસીએ પણ તેમ કહ્યું. માટે સત્વર તૈયાર થાઓ, ને ખુશીથી પધારો, પરંતુ હુશીઆરી ખુબ રાખજો. તેની સાથે મારી એક અરજ છે કે સમુદાયપરીને પરણ્યા પછી એક બે દીવસે આપણે દેશાટણ કરવા નીકળવું છે. સસરાના ઘરમાં ઝાઝા દીવશ બેસી રહેવાથી આપણી ઇજતને હાનીછે. કહેવત છે કે "સાસરીઆ સુખ વાસરીઆ દો દીનકા આસરીઆ જો તીસરે દીન રહેગા તો ખાવેગા ખાસરીઆ" આ કહેવત ખરેખરી છે માટે સસરાના ઘરનું જે દ્રવ્ય ખાયછે તે અતી કનીષ્ટ સમજવું. પોતાથી પૈસો પેદા થએલો હોય, તે આ ભવ તેમજ આવતા ભવને માટે સુખદાયક છે માટે હે પ્રાણનાથ ભલે પધારો મારી ના નથી પણ મને વચન આપો કે તેને પરણ્યા પછી બેઊને મુકી તરત વીદેશ જવું આ દલીલ રાજાએ માન્ય રાખી વચન આપ્યું.

રાજા પોતાની પ્રીયવંદાની વાણી સાંભળી વીચારમાં ગરક થઈ ગયો અને થોડીવાર પછી વીચાર કરવા લાગ્યો કે અહો આ સ્ત્રી ઘણી વીચીત્ર તેમજ ડાહીછે વાહ! તેની બુદ્ધિ મારો પણ તેવોજ મત હતો. રાજાએ હરણુપરીને કહ્યું કે હે સ્ત્રી ઇશ્વર આપણી દલીલ પુરી પાડશે, એટલે તે બનેને સમઝાવી આપણે બને ચાલી નીકળીશું. સસરાના ઘરનો પૈસો આપણે કાંઈ કામનો નથી, તે મારા ધ્યાનમાં છે, એમ કહી બને જણ પાછા હાસ્યવિનોદ કરેછે, તેવામાં સમુદાયપરીની દાસીએ આવીને કહ્યું કે સાહેબજી મારી બાઇ શ્રીએ મને તેડવા સારૂ મોકલીછે તો જલદી પધારો કારણ કે રાત્રી નાની છે મોડા પધારશો તો પછી રમવાની લહેજત આવશે નહીં.

આવું સાંભળી તરત દાસી સાથે ચાલી નીકળ્યા, પાછળથી હરણુપરીએ ભોંય પથારી કરી ઇશ્વરની સ્તુતી કરવા માંડી. હરણુપરીને વેરણ નીંદ્રાએ ઘેરવા માંડી તે વખતે કહેવા લાગી કે હે વેરણુ નીંદ્રા મેં તારૂં શું બગાડયું છે કે ઇશ્વર સ્તુતી કરતાંનું વિઘ્ન પા-

ડંખે! ધીક્કાર છે તને, વળી પોતાના પાસાં ભોંયપર સુવાથી દુઃખવા લાગ્યાં જેથી કહેવા લાગ્યાં કે પતી વીના ચાર પાયાના પલંગ ઉપર સુવું તે કરતાં સમસાનમાં સુતું બહેતર છે તું મારૂં મન ડગાવે છે પરંતુ હું ડગવાની નથી. હે વેરણ નીંદ્રા તું ચાલીજા; એમ કહી ચાર હાથ જમીન કલપી લોટવા લાગ્યાં. આ વખતે તમામ શણુગાર દુર કરી રૂદન કરવા લાગ્યાં તેની સાથે કહેવા લાગ્યાં કે હે ઇશ્વરા તારી ગહન ગતીછે તું મારે ને તું જીવાડે. પ્રથમ હું અને મારો પ્રાણનાથ કેવા દુઃખી હતા ને આ વખતે કેવાં સુખ ભોગવીએ છીએ તે સઘળું તારી કૃપા દ્રષ્ટીનું ફળછે હે પ્રભુ આ વખતે મારી એટલી અરજ છે કે આજે મારા સ્વામીનાથ જે કામે ગયાછે તેનું કામ સીધ કરજે એટલી ગરીબ અબળાની વીનંતી છે. જે ઉપકાર હું જીંદગી પર્યંત ભુલીશ નહીં આવી રીતે ઘણીવાર પ્રાર્થના કરતાં નીંદ્રાવશ થઈ ગઈ.

રાજા રાયસીંગજી સમુદાયપરીના મહેલ નજદીક ગયા ત્યાં દરવાજા બહાર એક મોટી નોબત પડેલી જોઈ એકદમ ધાવ કરી પોતે મહેલમાં પધાર્યા. ને ત્યાં એક રત્ન જડીત્ર સીંહાશન હતું ત્યાં જઈ બેઠા સમુદાયપરીએ વીનયથી પ્રણામ કર્યો. ને મુખવાશ માટે ફોફળ પાન મુકયાં. ત્યાં દાસીએ આવી બત્રીશ જાતની તૈયાર કરાવી રાખેલ રસોઇનો થાળ મુકયો. ત્યારે રાજાએ સમુદાયપરીને કહ્યું કે જેમ તમારે વ્રતછે કે જે મારી સાથે સોગઠાબાજી રમીને જીતે તેને વરવું તેમ મારે પણ મારી પત્ની સાથે જમવાનું વ્રતછે તો તમે જયાં સુધી મારી પત્ની થયાં નથી ત્યાં સુધી હું તમારી સાથે જમવાનો નથી જ્યારે મારી સ્ત્રી થશો ત્યારે આપણે બને સાથેજ જમીશું એમ કહી ચોપાટ મંગાવી રમત શરૂ કરી.

રાજાને રમવાની બીના સુસીલાપરીએ લખી મોકલી હતી તેથી જાણી જોઇ રાજા એક બાજી હાર્યા. તમામ ખેલ ધ્યાનમાં રાખી બીજી બાજી શરૂ કરી. રાણી સમુદાયપરીએ ઘણી ચાતુરી વાપરી પરંતુ રાયસીંગજી પાસે કામ આવી નહીં રાયસીંગજી જે દાવ નાંખે તે પાંસરે પાંસરા પડે ને સમુદાયપરીના દાવ ખાલી જાય

તેથી સમુદાયપરીને ભમત ચઢયો ને તે ગભરાવા લાગી. સમુદાયપરીએ ઊઠવાનો વીચાર કર્યો, તે વખતે રાયસીંગજીએ કહ્યું કે તમે ઘણા પુરૂષોને આજ દીન સુધી કેદ કર્યા પરંતુ આજે આ વખતે જો ઊઠશો તો મારે તમારે તકરાર થઇ પડશે ને આ કટારથી તમારૂં માથુ ઊડાડી દઈશ. એવી રીતે સમુદાયપરીને ધમકી આપવાથી તે ગાભરી બની ગઇ. રાજાએ બીલીને લાકડી મારી નસાડી મુકીને પોતાની પાસે દીવાના બદલે રત્ન હતું તે ઝડપથી કાઢી મુકયું, ને રમત જારી રાખી.

આ વખતે રાયસીંગજીને પોબારનો એક હાથ રહ્યો હતો સમુદાયપરીએ ઘણી ચાલાકીથી બનતી કોશીશ કરી પરંતુ નીશફળ ગઈ છેવટે રાજાના પોબાર પડયા ને તે હારી આ વખતે રાજાએ જીતનો ડંકો દેવા દાસીને હુકમ કર્યો તેવીજ દાસી જીતનો ડંકો દેવા લાગી આ જીતનો અવાજ તમામ રૈયતના કાનપર જવાથી માંહો માંહે વાતો કરવા લાગ્યા કે આજે આ સમુદાયના મેહેલે કોણ ગએલછે. સુસીલાપરીનો પ્રાણનાથ ગએલછે તેવી ખબર પડતા શહેરના તમામ માણસો ઘણાજ ખુશી થયા. આ વખતે ઇંદ્રજીતે ઘેર ઘેર નોબતો તેમજ વાજીંત્ર બજાવવાનો હુકમ કર્યો ને રાજા ઈંદ્રજીતને પ્રેમપરી ઘણા ખુશી થયા. ને લગ્નનો દીવસ જોવરાવવા જોસીઓને તેડવા મોકલ્યા. તેવાજ જોસીઓએ આવી લગનનો દીવસ જોઇ આપ્યો જેથી ઘડીએ લગને સુભ ચોઘડીએ સમુદાયપરીને પરણાવી દીધા.

રાયસીંગજી પોતાની રાણી સીસુલા તથા સમુદાયપરીને લેઇ પોતાના ઊતારે આવ્યા. ને સમુદાયપરીએ કેદ કરેલા રાજાઓને છોડી મુકવાનો હુકમ આપ્યો. તેવાજ છોડી મુકયા. રાજા રાયસીંગજી તથા સુસીલાપરી તથા હરણપરીનું દીલ અરસ પરસ મળી ગયું હતું; પરંતુ સમુદાયપરીનું મન ઊદાસ રહેવાથી તેમ તેઓની સાથે જીવ નહીં મળવાથી રાજાએ તેને નીચે પ્રમાણે કહ્યું.—

( દોહરો. )

પ્રીત રીતની પ્રેમદા, ચતુર પીછાને ચીત;

મુરખ મન સમજે નહીં, જયમ ઊકળ આદીન.
પ્રેમ નહિ જે પ્રાણીને, ઢોર બરોબર ધાર;
જન પ્રેમી તે જાણજો, કંચન કેરો તાર.
પ્રેમી લહે ગવી પ્રેમની, રાજની રાણા સાથ;
મનમાનીતા થઈ રહ્યા, એક બીજાના હાથ.
પશુ ન પ્રીછે પ્રેમરશ, મુરખ ન પ્રીછે પ્રીત;
અંધ ન પ્રીછે આરશી, રવ પચન લહે પવીત્ર.
સજન કેરી સુજાણને, જીવડા રાખે એક;
અંગ અવર એતો ઘટે, પ્રીતી કેરો ટેક.
મીઠી મીસરી નહીં ગણે, ખર તેતો ખડ ખાય;
તેમ મુરખ જે માનવી, ચીત્તમાં પ્રીત ન આય.
ધીક તારા અવતારને, કરી ન જેણે પ્રીત;
અનુભવ આપે મેળવી, રાખો રૂડી રીત.
અવની પર આવી જવું, સાથે ન આવે કાંઈ;
માટે સદા મોહીત રહે, માનવી પ્રીતી માંઇ.
પ્રીતી કરશે પારખુ, સમજી જશે સુજાણ;
ઉત્તર પાછો આપશે, ડાહી કેહેવાશે ભાણ.
સાચા સ્નેહી અને સ્વાર્થની, એ બે પ્યારી હોય;
બીગાડ બીજીમાં બહુ, શોભે સાચી સોય.

આવી રીતે રાજાએ સમુદાયપરીને લાગતા વેણ કહ્યા જેથી તે સૌ સાથે હળી મળી ગઇ. રાજા રાયસીંગજી ત્રણ રાણીઓ સાથે હાસ્યવિનોદ કરે છે, ને આખો દીવસ ખુશ મજામાં નીર્ગમે છે. એક દીવસ હરણપરી રાજા પાસે આવી. ને કહેવા લાગી કે હે પ્રાણનાથ આપને મેં જે આગળ વાત કહેલી તે આપના ધ્યાનમાં હશે. પરંતુ ધ્યાનમાં ન હોય તો તે યાદ લાવી તે પ્રમાણે વર્તીએ તો સારૂ કારણ કે સસરાનું ઘર એક દીવસ બે દીવસ ઉતકષ્ટ પંદર દીવસ પરંતુ આપણે દોઢ માસ થવા બેઠા છેએ. તેમજ મોજ શોખ માણીએ છીએ તે ઠીક નહિ.

આ વાકય સાંભળી રાજાએ કહ્યું કે હે પ્રાણપીઆરી આવતી

કાલે હું રાજા પાસે જઇ તેઓને તથા આ બંને સ્ત્રીઓને ધીરજ આપી આવીશ પછી સારો દીવસ જોઈ અહિંથી આપણે વીદાય થઇશું. તમે તે બાબતની ચીંતા કરશો નહિ. બીજે દીવસે રાજા રાયસીંગજીએ પોતાના સસરાને કહાવી મોકલ્યું કે આપના આજ્ઞાકીત જમાત્રને મળવા સારૂં આવવું છે. આ ખબર ઇંદ્રજીતને થયા કે તરત બેઠક તૈયાર કરાવી રાજા રાયસીંગજીને તેડી લાવવા સ્વારી તૈયાર કરી મોકલી. જેથી રાજા રાયસીંગજી સ્વારી સહીત રાજા ઇંદ્રજીતની કચેરીમાં પધાર્યા. રાયસીંગજીએ પોતાની કચેરીનાં તમામ માણુસો ઊપર ચીઠી લખી બોલાવી લીધા. આ વખતે બંધાણીઓને કસુંબા, ચા, મીઠાઇ વીગેરે આપી સંતોષ્યા. અને ઉપર મુખવાસ વેહેંચ્યો. થોડીવારે કચેરીમાં માણસો ઘણાંજ એકઠાં થએલ તેઓને રજા આપી દીધી. ને કચેરીમાં તે વખતે રાજા ઇંદ્રજીત તેમજ રાજા રાયસીંગજી બંનેજણ રહ્યા. રાયસીંગજીએ ઊઠી નમ્રતાપુર્વક પ્રણામ કરી ઇંદ્રજીતને કહેવા લાગ્યાં કે સાહેબજી મારે આપ સરખુ એક કામ પડયું છે. જો આ વખત આજ્ઞા હોય તો કહું. આ સાંભળી રાજા ખુશી થયા ને કહેવા લાગ્યા કે તમારી વાત સાંભળવાની મુને ઘણીજ ઇંતેજારી છે. માટે ખુશીથી કહો. આવી વાત કરેછે ત્યાં પ્રેમપરીએ પ્રવેશ કર્યો. ને પોતાનો જમાત્ર તથા સ્વામીન એકાંત વાસમાં બેઠેલા જોઇ આંચકો ખાઇ ઉભા રહ્યાં.

રાયસીંગજીની દૃષ્ટી પોતાની સાસુ ઉપર ગઇ તેવાજ ઉભા થઇ સનમુખ જઇ વીનયથી દંડવત કર્યો. ને કહેવા લાગ્યાં કે માજી સાહેબ પધારો. અમે એકાંત વાસમાં બેઠાં નથી. આવું સાંભળી રાણી પ્રેમપરી પોતાના સ્વામીની સનમુખ આવી બેઠાં. ત્યારે રાજાએ કહ્યું કે આ આપણો જમાત્ર આજે એક અરજ કરવા સારૂ આવેલ છે અરજ કરતા હતા તેવામાં તમે આવ્યા. એટલે તે વાત બંધ રહી. પ્રેમપરી જમાત્ર સામુ જોઇ હસવા લાગ્યાં. ને કહેવા લાગ્યાં કે ભલે ખુશીથી અરજ કરો. એટલુંજ નહિ પરંતુ તમારે જે કાંઈ જોઇતું હોય તે માગી લો. રાયસીંગજીએ કહ્યુ કે માજી મારે કાંઈ જોઇતું નથી. પરંતુ આપ ખુશીથી કહેતા હો તો એક જરૂરી

વાત જણાવું. અને તે વાત પુરી નહિ પડે તો મારૂં દીલ નારાજ થશે. આ સાંભળી રાણીએ તેમજ રાજાએ વચન આપ્યું કે અમારો કોલ છે જે કામ આપ કહેશો તે તતકાળ કરી આપીશું. આવું કહેવાથી રાયસીંગજીએ કહ્યું કે હું ઘરેથી બાર વર્ષના વનવાસે નીકળેલો છું. તેમાં વરસ બે ચાર ઓછા છે. ત્યાં સુધીમાં મારે દેશાટણ કરવા વિચાર છે તો તમારી બંને દુહીતાને અહિ રાખો આ સાંભળી રાજા રાણીએ કહ્યું કે હવે દેશાટણ કરવાની કાંઇ જરૂર નથી તમારા વરસ ચાર પાંચ જે કાંઇ અધુરા હોય તે આ રાજમાં ખુશીથી કાઢો. રાયસીંગજીએ કહ્યું કે પ્રથમથીજ મેં આપનું વચન લીધેલું છે જો આપનું વચન જવું હોય તો મારે જવું નથી. માટે ખુશીથીજ રજા આપો.

આ રૂદયભેદક વચન સાંભળી રાજા રાણી ચીંતાતુર થયા. ઘણી રીતે રાજા ઇંદ્રજીતે તથા રાણી પ્રેમપરીએ રાયસીંગજીને સમજુતી આપી. પરંતુ રાયસીંગજીના મગજમાં તે વાત ઉતરી નહિ તેથી વિદેશે જવાની બંને જણે રજા આપી તેવાજ રાયસીંગજી પોતાની રાણી સુસીલાપરી તથા સમુદાયપરી પાસે આવી કહેવા લાગ્યાં, અહા! મારી આંખની કીકીઓ મારા મનને આનંદ આપનાર ધર્મ પત્નીઓ મુને વીદેશે જવાની રજા આપો. એમ કહી તેની પાસેથી ઘણી મુશીબતે રજા લીધી. બંને રાણીઓએ સાથે જવાની ઘણી યુક્તી કરી પણ નિષ્ફળ ગઇ જેથી બંને રાણીઓ ગળગળીત થઇ વિદેશે જવાની રજા આપી. રાજા તથા હરણપરી એકજ ઘોડા ઉપર બેશી ચાલી નીકળ્યાં. ઘોડાને પવન વેગે ચાલતો જોઇ તેમજ રાજાના વીયેગથી અને પોતાની બેન યાદ આવવાથી બંને રાણીઓએ એક પછી એક નીચે પ્રમાણે વિલાપ કરવા માંડ્યો.

(રાગ સંદેસાનો.)

સુસીલા—

પરદેશી પ્રીતમડા, વેહેલા આવજો,
• દીન તમારી દાસી દીલ દુખાઉ જો;
વાલમજી નથી રડતાં જાતી રાતડી,

દહાડે તો હું દલડામાં મુઝાઉ જો. પરદેશી૦
સહેજ તમારી જોઈને સુંદર શાયબા,
સુની શામા એકલડી હું આપ જો;
કાળજમાં ખટકેછે બાંણો કામના,
વિરામીથી કરૂં અતી વિલાપ જો. પરદેશી૦
ચોમાસાની અંધારી ખટકે રેન તે,
ઝરમર ઝરમર વરશે મેવલો યારજો;
મોરે અને ચાતકડા બોલી ચીંતડું,
ઠરવા કાંઇ દેતા નથી એક ઠાર જો. પરદેશી૦
વસંત રૂતુ વાલમરે એળે જશે,
કામ તણા દીન જાશે આપણા સાર જો;
સુજાણને શું કહીએ સંકટ વાટડી,
પીડા કેરો આણો જલદી પારજો. પરદેશી૦
સખીઉ સ્વામી સંગ સદા વિનોદમાં,
તે દેખી આ તન મારૂ તપી જાય જો;
બમણી હું બળી જઉં વાલા તુમ વિના,
પ્રેમ સ્નેહી સ્વામી આવો આંય જો. પરદેશી૦

( આ સાંભળી સમુદાયપરી નીચે પ્રમાણે કહે છે. )

સમુદાયપરી— ( રાગ સદર. )

બેની આપણો છેલબેલોજી આવશે,
થોડા દીવસમાં ભેટી કરશું વાતજો;
આલીંગન દેશુંરે એને અતી ઘણાં,
ખાસું પીસું ખેલીશું કરી ખાંત જો. બેની૦
પેયુ ગયા તે દીનથી રોતી નેણા ભરી,
આવશે તે દી પકડશું તેના હાથ જો;
ચુંબન કરી લડાવીશ મારા કંથને,
સ્નેહ સહીત લેશું સુખડા તેની સાથ જો. બેની૦
વાળી ઝાડી સાફ હૃદય મારૂં કરૂં,
સરસામાન મુકુ બરાબર બેશ જો;

નાઈ ધોઈ પેરૂં પટ ભુષણ ભલા,
કાંસકીથી હું હોલું મારા કેશ જો. બેની૦
કાજળ સારૂ કટાક્ષ કરવા કંથને,
તેલ ધુપેલ ફુલેલ લગાવું તન જો;
સજ્યા બીછાવું હું તો શોભીત નવનવી,
બહુ આનંદ થાશે ત્યારે તન બદન જો. બેની૦
બાહ્યોપચાર હોંશે કરીએ તે પછી,
સુખડા લેશે સુદંત કેરા નાથ જો;
કોક તણી વીધીએ કરીને કામની,
પ્રેમ સ્નેહથી તાળી લેશું હાથ જો. બેની૦

ઉપર પ્રમાણે સમુદાયપરીએ સુસીલાપરીને સંભળાવતાં સુસીલા સોક સાગરમાં ડુબી પડ્યાં ને રડતા રડતા કહેવા લાગ્યાં કે બેન તારૂં દીલ ઘણુંજ કઠણ છે. આપણો પ્રાણનાથ દેસાટણ કરી હજુ ઘરે પધાર્યા નથી ને તું હર્ષની વાત કહી બતાવે છે પણ તારો વાંક નથી. કારણ કે તમે કુંવારા હતાં તે દીવસે કપટ કરીને ઘણાં ઘણાં પુરૂષોને જીત્યાછે. વળી નાનપણથી જુગાર બાજી રમેલ છો. તેથી આ વખત દીલ કઠણ રાખી આવી વાતો કહોછો અરે બેહન મારા તનડામાં આગ ઊઠી છે. મુને ઘડી પણ ચેન પડતું નથી ને તું આમ કહી બતાવેછે. તે લાયક નથી ત્યારે સમુદાયપરીએ કહ્યું કે બેન તારી મરજી હોયતો ચાલો આપણે સોભીતા સણગાર ઊતારીને અણસોભીના પેહેરી ફકત આપણા પ્રાણનાથ આવતા સુધી માતુના મેહેલમાં જઇ એકાગ્રહ ચીતથી ઇશ્વર ભક્તિ કરવા માંડી એતો તે કૃપાથી જગકર્તા ઈશ્વર સાયંકુળ થશે અને આપણા પ્રાણપતીનો વીયોગ મટાડશે. એવું કહી બને બેનો માતુશ્રીનાં મેહેલે પધાર્યા ને ઈશ્વર ભક્તિ કરવા લાગ્યાં.—

## પ્રકરણ ૬ ઠું.

રાયસીંગજી પોતાની રાણી હરણપરીને સાથે લઇ ઘોડાને નચાવતાં કુદાવતાં ચાલ્યા જાયછે. પુર્વે માફક જ્યાં રજની પડે એટલે

અશ્વને વૃક્ષે બાંધી પ્રાણપીઆરીને નીંદ્રાવશ કરી પોતે ઊભા ઊભા ચોકી કરેછે. ને મળશકામાં પોતે નીંદ્રાવશ થાયછે ત્યાર પછી જાગ્રત થઈ દંતધાવન કરી ફળ આહાર જમી ચાલ્યાં જાયછે. કેટલા એક દીવસે એક ભયાનક વંનખંડીમાં આવ્યા. ત્યાં એક સાત મજળાની વાવ નજરે પડી તે જોઈ અશ્વ ઊભો રાખી બને જણ નીચા ઊતરી અશ્વને વાવને પાવઠે બાંધી તે વાવ જોવા અંદર ગયા. તે વાવની સોભા ઘણી વિવીધ પ્રકારની હતી એટલુંજ નહીં પણ પચરંગી પથરથી બાંધી તેમાં વિવીધ પ્રકારની કોરણી કરી અંદર જાત જાતનાં ચીત્ર કોતરેલા હોવાથી તેની સોભા ઘણી સરસ લાગતી હતી. તેમાં ઊતરી પાણી લેઈ ઉપર આવી બને જણ પીવા લાગ્યાં. સદરહું પાણી ઘણુંજ મીઠું હોવાથી સ્ત્રીએ કહ્યું કે સ્વામીનાથ આપણે પુર્વે એક વાવ જોઇ હતી તેનાં પાણી કરતાં આ પાણી ઘણુંજ હલકું તેમજ સરસ માલુમ પડેછે. તો હે સ્વામીનાથ આપણે અહીં વાસો રહીને આવતી કાલે વીદાય થઇશું. આપની શી મરજી છે. રાજાએ આ વખતે પણ સ્ત્રીનું કહેવું માન્ય કરી ત્યાં રહેવાની ખુશી બતાવી જેથી તે વાવ ઉપર વાસો રહ્યાં.

સવારમાં ઊઠી દંતધાવન કરી ફળ આહાર કરી રહ્યાં ત્યારે રાજાએ કહ્યું કે તમો અહીં બેશો હું આ વાવમાંથી પાણી લેઈ આવું. એમ કહી પાણી ભરવા સારૂ ગયા. વાવમાં ઊતર્યા કે એક અજાઅબ ખેલ નજરે પડ્યો. એક મોહા વીકરાળ મણીધર નાગ વાવના પુર્વ બણીના ગોખલામાં પોતાની ફેણ જમીન ઉપર ધડાધડ પછાડતો જોઈ રાજા વીચારમાં પડી ગયો ને કહેવા લાગ્યો કે હે નાગદેવ તમો આટલો બધો ક્રોધ શામાટે અને કોના સારૂ કરોછો. મહેરબાની કરી મુને કહી આપો મારાથી બનશે તો હું આપનું દુઃખ નીવારણ કરીશ. પરના દુઃખમાં ભાગ લેવો અને પરોપકાર કરવો એ ક્ષત્રીઓનો ધર્મછે. માટે ખુશીથી કહો. આ સાંભળી નાગદેવતાને વાચા થઈ ને કહેવા લાગ્યો કે અરે ભાઈ તારાથી મારૂં દુઃખ નીવારણ થઈ શકે તેમ નથી. કારણ કે આ વાવમાં એક દેડકો છે. તે મારો દીલજાન દોસ્તદાર હતો આ વખતે બાર વરસ થયાં મારે

ને તેને અણુબનાવ થયોછે. આ દેડકો પાણી ઉપર આવી મુને ગાળો દઈ તેમજ પજવી પાણીમાં જતો રહેછે આ પળે મારૂ બળજોર તેની સાથે ફાવતું નથી. આજે મુને ઘણો ક્રોધ ચઢ્યોછે. ને આ દેહનો ત્યાગ કરી નાંખવો છે જેથી ફેણ પછાડુંછું. તમે તમારા માર્ગે સીધા ચાલ્યાં જાવ. હું તથા દેડકો પુરવ જન્મમાં રાજા હતાં અને એક મહાત્માનાં શ્રાપથી અમો બને જણ આ દશામાં આવી પડ્યાં છીએ. અને તે મહાત્માં તરફથી અમને વચન મળ્યું છે કે સો વરસ પછી તમારી ઇચ્છા પ્રમાણે આ દેહ બદલી બીજો દેહ ધારણ કરવો હશે તો બની શકશે. અમોને સો વરસમાં બે ચાર દીવસ ઓછાછે. તો હે રાજા બીજો વેશ ધારણ કરૂં ને તેને મારી નાખું તેવી મુને શક્તિછે. પરંતુ પાણીમાં બીજો વેશ શું ઉપયોગમાં આવે. તે ચીંતાને સ્વાધીન પડ્યોછું મુને કાંઈ સુઝતું નથી. માટે મુઝાઈ ગયોછું. તેથી મરવા વીચાર રાખી મારી ફેણ પછાડું છું ને ભુખ તેમજ તરસ ઘણી લાગીછે. હું હવે બચવાનો નથી. આ સાંભળી રાજાએ કહ્યું કે હે નાગદેવતા. મારૂં સામર્થ્ય પાણીમાં જવાનું તો નથી કે હું દેડકાને આણી આપું. પરંતુ એક વાત છે કે આપને ક્રોધને લીધે ભુખ તરસ ઘણી લાગી હશે આપ કહો તો. આપને સંતુષ્ટ કરી સાંત કરૂં. નાગે કહ્યું કે ભલે.

રાજાએ કહ્યું કે હું આપને ખવરાવી પીવરાવી તૃપ્ત કરૂં તો તમે દેડકા ઉપરથી ક્રોધ છોડી દેશો કે કેમ! વળી તમારે તેને મારવા વિચાર છે તે વીચાર બંધ પાડશો કે કેમ! જો તે વીચાર બંધ પાડતા હો તો મને વચન આપો, આ સાંભળી નાગે વચન આપ્યું. જેથી રાજાએ પોતાના પેટમાં કટાર હતો તે લેઈ પોતાની પાંચે આંગળીઓ કાપીને નાગના મ્હોઢામાં આપી રૂધીરથી નાગ તૃપ્ત થયો એટલે કહ્યું કે બશ. રાજાએ પોતાની પાંચે આંગળીઓને પાટો બાંધી દીધો ને ત્યાંથી પાણી લેઈ પોતાની સ્ત્રી પાસે આવ્યો. સ્ત્રીએ રાજાનાં પાંચે આંગળાં ઘાયલ થએલાં જોઈ પુછ્યું કે આંગળાં શાથી કપાણાં જેથી રાજાએ જેવો હતો તેવો જવાબ આપ્યો. ને પાણી પાઈ તરત ઘોડે સ્વાર થઈ ત્યાંથી ચાલી

નીકળ્યાં. તેને ત્રણ દીવસ થયા કે પાણીમાંથી દેડકો બહાર આવી નાગદેવતાને ગાળોની સાથ પજવવા લાગ્યો. પરંતુ આ વખતે નાગે ક્રોધ કર્યો નહીં. ને ઘણી નમ્રતાથી કહેવા લાગ્યો કે ભાઈ આવો તમને મારૂં તો મારા ગુરૂના શોગાન છે. આ વાક્ય સાંભળી દેડકો વીચારમાં લીન થયો. ને તુરતજ તેની પાસે ગયો બને જણ ઘણા દીવસે ભેગા થવાથી ઘણાજ ખુશી થયા ને કુદકા મારવા લાગ્યા તેમજ નાગ આળોટવા લાગ્યો. ઘણી વખત સુધી બને જણ જમીન ઉપર રમી અરસ પરસ ભેટયા દેડકાએ કહ્યું કે હે નાગભાઈ મુને આ વખને ઘણો સાંસો પડ્યોછે કે જ્યારે હું પાણી ઉપર આવતો ત્યારે તમે ક્રોધ કરી એકદમ મુને મારવા ધાતા. આજે તે ક્રોધને દુર કરી મુને પુર્વની માફક માન સહીત બોલાવોછો. તેનું કાંઈ પણ કારણ સમજાતું નથી. નાગે કહ્યું કે આપણ બનેને જ્યાં સુધી અંતરાય હતો ત્યાં સુધી ભોગવવો પડ્યો. અને આ વખતે એક પરોપકારી પુરૂષે તે અંતરાયને દુર કીધોછે સાંભળ તેની સ્વીશતર હકીકત કહી બતાવુંછું.

( દોહરો. )

સુખ થયું દુઃખ વીસર્યું, હવે થઈ લીલા લહેર;
વિયોગ આપણો ટાળીઓ, ભાઈ કહું તેની પેર.
રાય એક રૂપે સરીખડો, દીસંતો અદભુત;
વાવ અંદર તે આવીઓ, સુર્યવંશી રજપુત.
બાર વરસ વિયોગથી, અમે ઝુરંતા દીનરાત;
દેખી દીલમાં દયા કરી, પુછણ લાગ્યો પ્રભાત.
વૃતાંત સર્વ મેં દાખવ્યો, વચન આપ્યું તે વાર;
હું દેડક મારીશ નહીં, માનું આપ આભાર.
હાથ તણાં તો આંગુળાં, કાપ્યાં લેઈ હથીઆર;
રૂધીર મુખ મારે ધર્યું, ક્ષુધા મટાડી સાર.
પરદુઃખ ભંજન તે ખરો. ધન્ય તેનો અવતાર;
બાર વરસ વીયોગથી, નીકળ્યો તે ઘર બહાર.
ધન્ય ઉપકારી રાયજી, કર્યા કોટીધા કામ;

ત્યારે દુઃખ ભંજન પડયું, તેનું નવખંડમાં નામ.

ઉપરની હકીકત નાગે દેડકાને કહી. જેથી તે અત્યંત ખુશી થયો ને કહેવા લાગ્યો કે તમે કહોછો કે તે બાર વરસના વીયોગથી ઘર છોડી આ વનમાં ભમે છે. તો તેવા પુરૂષની આ દશા હોય નહીં એટલુંજ નહીં પરંતુ તે આપણા આશ્રમે આવી આપણા બનેને ભેળાં કરી ચાલી નીકળ્યો ધન્ય છે તેની માતુને કે આવા પરોપકારી માણસ આ જન્મ ભુમી ઉપર પડેલા દીસે છે. હે નાગભાઈ આપણા આશ્રમે આવી આપણને સહાયતા કીધી. તેનો બદલો આપણે કયે પ્રસંગે વાળીશું. નાગે કહ્યું કે જો તારી મરજી હોય તો આપણને મહાત્માએ કોઈ પણ પ્રકારનો દેહ ધારણ કરવાની શક્તિ આપેલી છે, તો આપણે બને તેમની હજુરમાં રહેવા માટે સીપાઇઓનો વેશ ધારણ કરી તેમની સહાયતા માટે જઇએ, તો ઘણું સારૂં અને આપણને કરેલ પરોપકારનો દશગણો બદલો વાળી આપતા સુધી તેની સાથેજ રહીશું. આપણે પૂર્વ જન્મમાં ક્ષત્રીઓ હતા. તે સારી રીતે જાણીએ છીએ તો પરોપકાર કરવો તે આપણા કુળનો ધર્મ છે, બોલ દેડકભાઈ તમારી શી મરજી છે. દેડકે જવાબ આપ્યો કે ભાઈ તેમાં તમે મને શું પુછો છો. હું તમારી મરજીને આધીન છું. વળી ઘણોજ ખુશી છું. ગુણ પછવાડે આપણે ગુણ કરવાનો છે. તેમાં કાંઈ આભાર નથી. પરંતુ ધન્ય છે તેને કે જેણે પોતાનો જીવ વહાલો નહીં કરતાં પોતાનાં આંગળાં કાપી નાંખ્યાં. માટે હે નાગભાઈ ચાલો. તેઓને જલદી ભેગા થઈ તે સાહેબની હજુરમાં રહી. બનતું કામ બજાવવામાં તત્પર રહીએ. એમ કહી તુરત બંને જણે સીપાઇઓનો વેશ ધારણ કર્યો. ને રાજા પછવાડે ચાલી નીકળ્યા.

રાજા રાયસીંગજી ઘોડાને નચાવતા કુદાવતા જાય છે. એક દીવસે એક વૃક્ષ નીચે પોતાનો ઘોડો બાંધી હરણીના ખોળામાં મસ્તક નાંખી નીંદ્રાવશ થએલ છે તે વખતે તે વનમાં રહેનારા ભીલ લોકોએ આવી છુપકીથી ઘોડાની લગામ તોડી ઘોડો લઇ નાશી ગયા. આ વખતે હરણપરીને વેરણ નીંદ્રા ઘેરતી હતી. તે બેઠાં બેઠાં

ઝોકાં ખાતી હતી. પરંતુ બીજાના ગડબડાટથી જાગૃત થઇ જુએ છે તો પોતાના પતીના ઘોડા ઉપર એક જણ સવાર થઈ ચાલ્યો જાય છે, તેવું દેખી તુરત રાજાને જગાડવા લાગી કે હે સ્વામીનાથ જાગૃત થાઓ જાગૃત થાઓ. આપણા અશ્વને કોઈ હરામખોર લઈ નાશી જાય છે.

આવું સાંભળી એકદમ રાજાએ હાથમાં હથીયાર લઈ પોતાની પત્નીને ત્યાં મેલી તેની પાછળ ચાલી નીકળ્યો. આ વખતે સ્રીને ઘણુંજ દુઃખ લાગ્યું. જંગલ ભયંકર દીસવા લાગ્યું. પરવતની ટુકો ધડાધડ જાણે તેનાપર તુટી પડતી હોય તેમ દેખાવવા લાગ્યું, આખો દીવસ થવા આવ્યો પરંતુ આ સ્રી એક જગ્યા ઉપર બેસી પોતાના સ્વામીની રાહ આમ તેમ એટલે ચોતરફ જોયા કરે છે, ત્યાં રજની પડવાથી પોતે મહા શોક સાગરમાં ગરક થઈ ગઈ આ વખતે પોતાનાં દીલોજાન પતીનો વિયોગ થવાથી નીચે પ્રમાણે કહેવા લાગી.

રાગ.

( વેહેલા ઉઘાડોને દ્વાર, સદેવંત વેહેલાં ઉઘાડોને દ્વાર. )

કયાંરે ગયા મુજ પ્રાણ, અરે શંભુ કયાંરે ગયા મુજ પ્રાણ;
બીહું છું હું ચતુર સુજાણ, અરે શંભુ કયાંરે ગયા મુજ પ્રાણ;
આ વન લાગે અટપટું, હું અબળાનો શો ભાર;
પ્યારા મારા કયાં ગયા, અમ રંકને શો માર. અરે.
રેન અંધારી છે બહુ, ને વલે શી થાશે આજ;
વેહેલા પધારો વાલમા, પ્રાણ જશે માહારાજ. અરે.
વલવલતી હું વનચરી, મારી માતુની કુમાર;
રખડું છું હું વન વીશે, ને ભય બહુ નીરધાર. અરે.

( રાગ વણઝારાનો. )

મુકીને ચાલ્યા મુને એકલી હે નાથરે,
હું બીહું છું અપરંમપાર નથી કોઇ પાસરે;
અમે અબળા જાતી વન વીશે હે નાથરે,
મુજ અબળા તણો શો ભાર નથી કોઇ સાથરે;

વૃક્ષ થડ કાળા જોઈને હે નાથરે,
મુને મુખે પડીઓ સોસ નથી કોઈ પાસરે;
ડર લાગે મુને અતી ઘણો હે નાથરે,
પધારશો હે પુણ્ય શ્લોક નથી કો સાથરે.

રાગ ( આશાવરી જોગીઓ. )

મુકીને ચાલ્યા એકલા પ્યારા સ્વામીનાથ,
દુઃખ થશે આ દાસીને વીચારો મન સાથ. મુકીને.
આપ વીના ઝુરી મરૂં હું પ્યારા લાગે લાય,
દુઃખ પડયું દીનદાસીને સીધાવતાં પ્રીયરાય. મુકીને.
જળ વીના જેમ મીનછે તેમ જાણો મારી કાય,
દુઃખ પડયું દીનદાસીને સીધાવતાં પ્રીયરાય. મુકીને.
વાલા વિયોગે મરૂંછું જીવું નહીં જરાય,
દુઃખ પડયું દીનદાસીને સીધાવતાં પ્રીયરાય. મુકીને.
વાઘ વરૂ સીંહ પ્રાણીઓ ખાઓ મારી કાય,
દુઃખ પડયું દીનદાસીને સીધાવતાં પ્રીયરાય. મુકીને.
તાડ વૃક્ષ જુઓ તમે કોઇ ભાળો પ્રીયરાય,
દુઃખ પડયું દીનદાસીને સીધાવતાં પ્રીયરાય. મુકીને.
કોણે બુદ્ધી ફેરવી મેં જાણ્યું નહીં જરાય,
દુઃખ પડયું દીનદાસીને સીધાવતાં પ્રીયરાય. મુકીને.
પ્રભુ પાસે માગું એટલું બતાવ કાંઇ ઉપાય,
અખંડ જોડું રાખજે દીનદાસીને પ્રીયરાય. મુકીને.

આવી રીતે રાણી ઘણી આતુરતા બતાવેછે તેટલામાં રાજા રાયસીંગજી પોતાના અસ્વ પાછળ ગએલા તે હાથ નહીં આવવાથી નીરાશ થઈ પાછા વળ્યા તે સમે પોતાની પ્રાણપ્યારી યાદ આવવાથી નીચે પ્રમાણે કહેવા લાગ્યા ને અફસોસમાં ગરક થઈ ગયા, છાતી ફાટવા લાગી, થાક તાજો થઈ આવ્યો. પગોમાં ફોલ્લા ઊઠયા, તમામ શરીર વગડાની વનખંડીમાં ખરાબ ખરાબખસ્ત થઈ ગયું. એક તરફ શરીરે થતી વેદના બીજી તરફ પ્રાણવલ્લભાની શીવલે થઇ હશે એવું ચીંતવી મુર્છાગત થઈ જમીન ઉપર પડયો. થોડી વારે શુદ્ધી

આવવાથી નીચે પ્રમાણે કેહેવા લાગ્યો. આ રાજાનું થતાં રૂદનથી વનમાં રહેનારા પશુપક્ષીઓ પોતપોતાના સ્થાનકોમાં ચુપ થઇ સાંભળવા લાગ્યા.

**રાગ ( સોરઠની ગજલ. )**

એકલી મુકી પ્રિયા તને તેથી બળેછે મુજ મનરે,
હાય હાય હવે હું શું કરૂં વીલાપ કરી ઝુરી મરૂં,
ડર લાગશે બહુ એહેને આ અરણ્યમાં નથી જનરે. એકલી.
ઊપાય તેનો હું શું કરૂં હીમત શી રીતે હું ધરૂં,
નકી ટળવળી એમરે મારૂં ગયું તનમન ધનરે. એકલી.
વીચાર ન સુઝયો એ સમે હાલ મન મારૂં તો ત્યાં ભમે,
વાઘ વરૂ જોઈને ફાટશે દેખીને આ મોટું વનરે. એકલી.
તેને માટે શું કરૂં આજરે સાહય થજો શ્રી માહારાજરે,
નહીતો બીહશે એ એકલી તુટી પડશે એને ગગનરે. એકલી.

**રાગ ( મેવાડો. )**

મારી પ્રાણપ્યારી નારીરે મુને દુઃખ બહુ થાય,
મેં નીરભાગી એકલે તુને મેલી વનની માંય;
તેથી આજે ચીત બળેછે નહી ઘડી રહેવાયરે. મુને.
શું કરૂં હું પ્રીયા આજે શકુંળનીરે કુમાર,
તુજ વીના ઝુરી મરૂં હું કહુંછું નીરધારરે. મુને.
રાજ ગયું ને સ્ત્રી ગઈ વળી ગયો મુજ મહીમાય,
હાય હવે હું શું કરૂં દીલે લાગી લાયરે. મુને.
પ્રભુ પાસે માગુંછું હું પ્યારી મારી આ વાર,
કુશળ રાખજે એહને હું વીનવું વારંમવારરે. મુને.

આવી રીતે રાજા અફસોસમાં ગમગીન થઇ ઈશ્વર પ્રાર્થના કરતો આવેછે ને ચાલતા ચાલતા રજની પડી જેથી ચીંતામાં ગરક થઈ પોતાની પ્રાણપ્યારીની શીવલે થઇ હશે એવી આતુરતાથી અધીરો થઈ એકદમ મોટા સ્વરે પોકાર કરવા લાગ્યો.

**રાગ ( મરશીઆ. )**

હાયરે કેમ થાશે જવાશે ન આજે,
રાત અંધારી નારી આ કાજેરે. હાયરે કેમ થાશે.

ચડી પાહાડી ધાડી ઘન ઘટા ફરેરેછે દાદુર સુરસટા,
કરે ચોર કોર ચોરીની છટારે. હાયરે કેમ થાશે.
વીજળીના વળી ચમકારા સર્પ ઝાઝરના ઝમકારા,
કરે ઘોય ભોયમાં ધમકારારે. હાયરે કેમ થાશે.
વાદળીઓ વાદળમાં કાળી ડર લાગે આ નીશા નીહાળી,
હાથ હાથ શકાય ન ભાળીરે. હાયરે કેમ થાશે.
નાદ તમરા તણો તણુણે ધાડો મેઘ વેગેથી ઘણુણે,
કાળી રજનીનો સ્વર સણુણુરે. હાયરે કેમ થાશે.

એવી રીતે પોકાર કરતો કરતો ચાલ્યો આવેછે થોડીવારે પ્રાતઃકાળ થયો. સુર્યના કીરણોએ જમીન ઉપર દેખાવ આપ્યો ને થોડીક વારે પોતાની માનવંતી રાણીને જે જગોએ મુકી દીધી હતી ત્યાં આવ્યો જુવેછે તો પોતાની પ્રાણવલ્લભા એક વૃક્ષ નીચે પોતાના વેણી કેસ છુટા મુકી પોકાર કરેછે આ રૂદન સાંભળી રાજા એકદમ ધાયો ને તેની પાસે આવ્યો. રાણી રાજા ઉપર ક્રોધે ભરાણી, રાજાએ બોલાવવા માંડી પણ ક્રોધને વશ થએલી બોલી નહી. રાજાએ વીચાર્યું કે સ્ત્રી જાતને જેમ જેમ વળગતા જઇશું તેમ તેમ પોતાની જાતી હઠ છોડશે નહીં એમ વીચાર કરી. રાજા એકદમ ક્રોધાયમાન થયો. ને વળી લાગતા શબ્દથી નીચે પ્રમાણે કેહેવા લાગ્યો.

રાગ ( સંદેશાનો. )

એ વાંક નથી તારોરે વાલમ રોઇશમાં,
વાંક વિધાતા કેરોછે વીશેશજો;
ભાગ્ય ભુલાવે ભલા ભલાને ભામની,
ચાલે ડાપણ તેમાં કદી ન લેશજો. એ વાંક.
બહુ ટુકી મત અબળાને વળી બાળકી,
બોલી બુરૂ બચાવ કરવા માટજો;
દુગ્ધા નથી દીલ મારે એ થકી થતી,
અબલખાછે સુણજે એને સાટજો. એ વાંક.
બોલાતું નથી બલતારે ખોલી છાતડી,
મુંગે મુંગા નેત્રે બાંધ્યા નેહજો;

પ્રેમ પાઇ પે'લાંરે પ્રીતે પ્રેમદા,
છોડી દઇ તે છેવટ દેશું છેહજો. એ વાંક.
સળગીને જાજો તે સજની તાહરી,
ભોમ હશે જે તુથી બાંધ્યો પ્રાણુજો;
ઠીક દીધી ઠોકરરે વાદળ વાળીયું,
એક હસવું ને વળી દુજી હાણુજો. એ વાંક.
અમને સુતાતોરે ઊંઘ નથી આવતી,
બહુ બળાપા કેરાં તે શાબાળજો;
પરમ સ્નેહી પ્રેમીજન કરશે પારખું,
રાયસીંગજી પામું કષ્ટ અતોલજી. એ વાંક.



## પ્રકરણ ૭ મું.

હે સ્ત્રી તમારે ને મારે ઘણા દીવસનો પ્રેમ તેથી વધારે કેહેવાનો હું આંચકો ખાઊછું હવે તમે બધું છોડી દઇને મારી સાથે ચાલો. પુર્વે આપણે આ દશામાં આવી ગયા હતા. તો આ વખત પણ તે દશાને પ્રાપ્ત થયા છીએ. આપણી પાસે ખરચી જોગ પૈસો હતો તે પણ આપણા અસ્વ સાથેના ખડીઆમાં ગયો અસ્વ જતાં હવે મારૂં કાળજું ઠેકાણે રહેતું નથી પાછો સર્વ વરસનો થાક આજે તાજો થયોછે. હે સ્ત્રી આજે અહી વીશ્રાંતી લઇ આવતી કાલે કુચ કરીશું એમ કહી બંને જણ પાછા હાસ્યવિનોદ કરવા લાગ્યા સ્ત્રી તરેહ તરેહના રાગથી ગાયન કરેછે. વનમાં રહેનારા પક્ષીઓ પોતાનું ભરણ પોષણ કરવાનું ભુલી જઇ એકાગ્રહ ચીતે સાંભળવા પોતપોતાના બચ્ચા લઈ વૃક્ષ ઉપર બેઠા ને તે પણ ગાયન સાંભળી ચકીત થઈ ગયા. એવામાં નાગ અને દેડકો કમરમાં કટાર, જમઇઓ, તલવાર, ભાલા, પીસ્તોલ, વીગેરે હથીઆરો સહીત ત્યાં આવી સલામ કરવા લાગ્યા.

રાજાએ પુછ્યું કે તમો એકાએક આ જંગલમાં હથીઆરો બાંધી શા કારણથી ફરોછો. ત્યારે તેણે કહ્યું કે સાહેબજી તમારા પીતાશ્રી તથા માતુશ્રીએ અમોને તમારી શોધ માટે મોકલેલા છે.

રાયસીંગજી આવું સાંભળી વીચારમાં પડી ગયા કે અહો આ માણસોએ ઘણુંજ દુઃખ વેઠયું હશે વળી મારા માતુશ્રી તથા પીતાશ્રીની ખબર લાવ્યાછે માટે હે સ્ત્રી તેને જમાડીશું શું. આ સાંભળી બંને નોકરો કહેવા લાગ્યા કે પ્રથીનાથ અમોએ હમણાજ આ વનમાંથી ફળ ફુલ લેઇ અહાર કર્યો છે. આપના પીતાશ્રી તેમજ માતુશ્રી ખુશી મજેમાં છે. અને આપની તબીયતનાં ખબર પુછયાં છે આ સાંભળી રાજા ઘણોજ ખુશી થયો. ને કહેવા લાગ્યો કે અમોએ રાજ્ય હમણાંજ છોડયું છે. પરંતુ મારા રાજ્યમાં તમો નોકરો નહિ હતા. તમો અજાણ્યા માણસ દીસોછો. નોકરોએ કહ્યું સાહેબજી આપ સાહેબનું કહેવું સત્ય છે. અમો પ્રથમ ઉજન તરફ રહેતા હતા અને થોડા વખત થયાં તમારા રાજ્યમાં નોકર છેએ. હવે તમો જલદી ઘર તરફ પધારો. તમારાં માતુશ્રી તથા પીતાશ્રીએ અમોને ઘણી ભલામણ આપેલી છે. આપ વીગર તેઓને ચહેન પડતું નથી. હરનીશ દીલગીરીમાં દીવસો ગુજારે છે. રાયસીંગજીએ કહ્યું કે તમો ખરૂં કહોછો. પરંતુ હજી મારે બાર વરસમાં પાંચ વરસ બાકી રહ્યા છે. તે વરસ પુરા થઇ રહ્યા બાદ આપણા દેશ તરફ આવીશું તમો જલદીથી ઘરે પાછા જાઓ અને મારી ખુશી ખબર મારી માયાળુ માતુને તથા પીતાશ્રીને આપો. કારણ કે તે જઈફ ઉમરના છે. વળી મારા વિના અહોનીશ ઝુરતા હશે. નોકરે કહ્યું. આપ કહોછો તેજ પ્રમાણે છે. પરંતુ આપના પીતાશ્રીએ એવો હુકમ આપેલછે કે જયાં સુધી મારો કુંવર ઘર તરફ આવે નહીં ત્યાં સુધી તમારે બંને જણુને તેની શેવાચાકરી માટે રહેવું. ને કુશળથી ઘરે લાવવા. તો સાહેબજી કાંતો ઘર તરફ પધારો. નહીંતો તમો ત્યાં અમો એમ કહી ચુપ થઇ બેઠા.

બંને જણુને રાયસીંગજીએ ઘરેથી નીકળ્યા પછી જે સુખદુઃખની બીનાઓ પોતાને મસ્તકે પડેલી તે કહી સંભળાવી. જેથી તેઓ રાજાને કહેવા લાગ્યા કે ધન્ય છે તમોને તમારા જેવા પરોપકારી પુરૂષ અમોએ અમારા જન્મભર આ ભુમીપર જોએલ નથી તેમ કહી સાબાસી આપી. ચારે જણ રાત્રીએ ફળ આહાર કરી નીંદ્રાવશ

થયા. બંનેજણુનો ભરૂસો નહિ આવવાથી રાજાએ કહ્યું કે તમે નીંદ્રાવશ થાઓ. હું ચોકી કરૂંછું. આ સાંભળીં તેઓએ કહ્યું કે સાહેબજી તમો નીંદ્રાવશ થાઓ. અમો ચોકી કરીશું. તમો કોઈ જાતની ફીકર ચીંતા કરશો નહિ. એવી રીતે પરસપર ઘણી હડચડ ચાલી. છેવટે રાજાએ ચોકી કરી. પ્રાતઃકાળે ચારે જણુ વીદાય થયા. ઘણાએક દીવસે એક મોહોટું શહેર જેની શોભા વીવીધ પ્રકારની હતી તે આવ્યું. તે શહેરમાં ચોરાશી ચૌટાની એક સરખી લાઇન હતી. દરેક દુકાનો વીવીધ પ્રકારથી રંગેલી હતી. તે શહેરની બહાર એક ધર્મશાળામાં ચારે જણુ ઉતર્યાં. ને સ્રીનાં ઘરેણાં વેચી તેના પૈસા લાવી અને તે પૈસાવડે ખાવાનું લાવી પોતાનું ભરણુપોષણુ કરવા લાગ્યાં એક દીવસે તે હરણુંપરીએ પોતાના સ્વામીને કહ્યું કે પ્રાણુનાથ હવે મારા ઘરેણાંનો અંત આવ્યો છે. બેઠા બેઠા પૈસો પહોંચશે નહીં મારા સાંભળવામાં આવ્યુછે કે આ શહેરનો પાદશાહ ચોરાશી કીલ્લાનો ધણી છે. વળી ઘણો રીધીવાન છે. જો તેની નોકરી કરશો તો મનને ધાર્યો પૈસો પ્રાપ્ત થાશે. આ સાંભળી રાજા અત્યંત ખુશી થયો ને કહેવા લાગ્યો કે આવતી કાલે હું આ શહેરના પાદશાહ પાસે પગાર માટે જઇશ. એમ કહી ચુપ રહ્યા. ને બ્હાર આવ્યા. પોતાના બંને સીપાઈઓને જોઇ કહેવા લાગ્યા કે તમારે મારા સરખું કામકાજ હોય તેમ કાંઇ જોઈતું હોય તો બીન ધાસ્તીથી માગી લેવું જરાકે દીલમાં શરમાવું નહિ.

બંને નોકરો આ સાંભળી કહેવા લાગ્યા સાહેબજી આપછતાં અમોને કાંઇપણુ દુઃખ નથી પરંતુ અમારે એક આજે આપ સાહેબને અરજ કરવાની છે. જો આજ્ઞા હોય તો કરીએ. રાજાએ ખુશીથી હા કહી. જેથી બંને શીપાઇઓ ઉભા થઇ બંને હાથ જોડી અરજ ગુજારવા લાગ્યા સાહેબજી આપણો દેશ અહિંથી ઘણોજ દુર છે. ખરચી વીગર ત્યાં પહોંચી શકીએ તેમ નથી. વળી અહિં પણુ ખરચીની તંગી અમારા જોવામાં આવે છે. અમો આજ્ઞાંકીત તાબેદારની અરજ એટલીજ છે કે આ શહેરના પાદશાહ પાસે જાઓ ને નોકરીની માગણી કરો. આપ સુજ્ઞ અને ગુણુવાન છો જેથી પા-

દશાહ આપ સાહેબને દેખી તુરત રાખશે. જેથી ધારેલ પૈસા પ્રાપ્ત થશે. તેમ આપનાં પુન્ય રૂડાં છે. આપને જોઈ આ શહેરનો પાદશાહ મોહીત થઇ જશે. આ ખાત્રીપૂર્વક સમજવું. આ કરવાથી જે દીવશ આપણે ઘરે જવું પડશે તે દીવસે પૈસો પાસે હશે તો તમામ જાતની આપણને સુગમતા પડશે. ને હાલની તંગી મટી આનંદ પ્રાપ્ત થશે.

આ વાકય સાંભળી રાજાએ કહ્યું કે આ બાબત હમણાંજ ઘરમાંથી પણ કહેલ છે શીપાઈઓ કહેવા લાગ્યા રાણીજીનું કહેવું સત્ય છે. આપ ઘણાં હીમતવાનછો ને જેવા પાદશાહ પાસે જશો કે તુરતજ નોકરીનું નામ પાડી રાખશે. તેમજ શીરપાવ દેશે. આ શેહેરનો પાદશાહ ઘણો વીચક્ષણ છે. તેમજ તેને માણસોનું પારખુ છે. વાસ્તે ધારેલ કામ ખુશીથી કરો. આ સાંભળી રાજા વીચારમાં પડ્યો. ને પોતાના દીલમાં ગમગીન થઇ વીચારવા લાગ્યો કે હવે દેશાટણ કરવા જવું નથી. લેકીન પાંચ વરશ આ શહેરના પાદશાહની નોકરી બજાવવી એ મુનાસબ છે ને હવે પાંચ વરસ અહીં રહી પાધરૂ ઘર તરફ ગમન કરવું. એવો વીચાર કરી તે રાત્રીએ સુઈ રહ્યાં. બીજે દીવસે તે શહેરમાંથી એક સોદાગર પાસેથી એક ઘોડી પાંચસો રૂપીઆની ખરીદ કરી. તેમજ જોઇતો પોશાક વેચાતો લેઇ લીધો. આ રૂપીઆ હરણીના દાગીના વેચી તમામને આપી દીધા. રાજાએ પોશાક પહેર્યો અને ઘોડી ઉપર સામાન નાંખવાનો હુકમ ચાકરોને કર્યો તેવોજ ચાકરોએ સામાન નાંખી ઘોડી તૈયાર કરી.

આ વખને તે શેહેરના એક સોદાગરે આવી કહ્યું કે આ શેહેરના પાદશાહની આજે દસ વાગે કચેરી થવાની છે. તેમાં ઘણા પટાવતો તેમજ અમલદારો આવી ભાષણ કરવાના છે. આ સાંભળી તેજ વખતે રાજાએ ઘોડી મંગાવી ઉપર સ્વારી કરી. અને પાદશાહના મુકામે જવા માટે ઘોડી ઠેકાવવા માંડી ને નચાવતાં કુદાવતાં પાદશાહના દરબારના રાજઘઢના દરવાજે આવી દરવાણીને કહેવા લાગ્યા કે હે પોલીઆ જા પાદશાહને કહે કે દુર દેશથી એક મુસાફર આવેલ છે. તે આપની સલામે આવવાની ખાઅશ ધરાવે છે જો

આપ સાહેબની ખુશી હોયતો તે આવે. આ સાંભળી તેમજ તેની કાંત્તી જોઇ પોલીઓતો દીંગમુઢ થઇ ગયો. ને એકદમ પાદશાહ પાસે આવી કહેવા લાગ્યો.

સાહેબજી એક સુંદર સુરજ કરતાં વધારે તેજસ્વી મહાન પુરૂષ આપણી દોઢીએ ઘોડેસ્વાર થઈ આવેલછે. તેની મધુરતા તેમજ લાયકી આપની પાસે હું શું કહું. મુને કહ્યું કે તમારા પાદશાહની સલામ લેવી છે જો પાદશાહ ખુશીમાં હોય અને મને તેડાવે તો મારે આવવાનું છે. જાઓ ખબર આપો. આવું કહેવાથી હું આપની પાસે આવેલછું. હવે આપસાહેબની મરજી આવા રશીક શબ્દ સાંભળી પાદશાહ ખુશી થયો. ને જેવી રીતે આવેલ પુરૂષ ઘોડેસ્વાર છે. તેવીજ રીતે તેડી લાવવા હુકમ કર્યો. જેથી દરવાન એકદમ આવી કહેવા લાગ્યો કે સાહેબજી આપ ખુશીથી પધારો. આવું કહેવાથી આ રાજાએ ઘોડીને મારી મુકી. લાગલો પાદશાહ પાસે આવ્યો. નમૃતાપુર્વક સલામ કરી ઘોડીએથી હેઠો ઉતરી પાદશાહને મળ્યો. પાદશાહ તેનું અત્યંત રૂપ જોઇ મોહીત થઇ ગયો. ને વીચારવા લાગ્યો કે આતે કોઇ ઇંદ્રિ હશે કે સાક્ષાત ઇશ્વર મારા ઘેર પધાર્યા હશે. એવું મનમાં લાવી પાદશાહે પુછ્યું આપ કોણછો અને એકાએક આપનું પધારવું અહીં શી રીતે થયું આ રાજાએ કહ્યું કે હું કંકાવટી નગરીના રાજા મદારસીંગજીનો પાટવી કુમારછું. મારૂં નામ રાયસીંગજી છે હું ઘેરથી બાર વર્ષની અવધે દેશાટણ કરવા નીકળ્યો છું. ફરતાં ફરતાં આપ સાહેબનું નામ મોટું સાંભળી આપની આજ્ઞા તળે નોકર રહેવાની ખાએશથી હું આવેલોછું. તાબેદારને હુકમ ફરમાવો. આવું વીનય ભરેલું સાંભળી પાદશાહ ઘણો ખુશી થયો. ને વીચાર કરવા લાગ્યો કે અહો આ શું બોલે છે. આ મારા રાજ્યમાં રહે તો આ રાજની સ્થીતી ઘણે દરજ્જે સુધરી આવે. પાદશાહે રાજાને કહ્યું ભલે તમારા વાસ્તે કાલે હું જવાબ દેઇશ. આ વખતે કચેરી બરખાસ્ત કરવાનો સમય થએલ છે. જેથી તમો પધારો અને આવતીકાલે અહીં પધારી દરશનનો લાભ દેજો.

એવું વીનય ભરેલું સાંભળીરાજા રાયસીંગજી ત્યાંથી ઉઠી પાદશા-

હને રાજરીત પ્રમાણે સલામ કરી ઘોડીપર સ્વાર થઇ નચાવતાં કુદાવતાં પોતાના મુકામે ગયા. ત્યારબાદ પાદશાહે પોતાના ખાનગી પટાવતોને તેડાવી રાજા રાયસીંગજીની બીના કહી. જેથી તેઓ પણ ઘણાજ ખુશી થયા. આ રાજાને નોકર રાખવાની વાત કબુલ કરી. બીજે દીવસે રાયસીંગજી ઘોડી ઉપર સ્વાર થઈ નચાવતા કુદાવતા પાદશાહ પાસે આવ્યા. તેવાજ તેઓને ખાનગી કચેરીમાં બોલાવી પુછવા લાગ્યા કે આપને કઈ નોકરી પસંદ છે. રાયસીંગજીએ કહ્યું કે જેવો આપસાહેબનો હુકમ. ભારેમાં ભારે અતડામાં અતડુ એટલે મોટામાં મોહોટું કામ મારે કરવું. જે કામથી હું બંધાઇનેજ કહુંછું પગાર આપ આપશો તે લેઈશ. આ સાંભળી પાદશાહે માસ એકનો દરમાયો બેહઝાર રૂપીયાનો કર્યો. ને આ રાજાએ કબુલ કર્યો. આ વખતે એક બીજાએ દસ્તાવેજ કરી કરાવી નોકરી કરવાની ચાર કલાક નીમી દીધી. રાયસીંગજી દરરોજ ચાર કલાક પાદશાહના મુકામે આવી પાદશાહ સાથે સોગઠાંબાજી રમી નોકરી પુરી થાય કે તુરત પોતાના મુકામે જાયછે એવી રીતે ઘણા માસ નોકરી કરતાં થયા.

એક દીવસે પાદશાહ તથા રાજા રાયસીંગજી સોગઠાંબાજી રમે છે. તેવામાં એક માળીએ આવી જાહેર કર્યું કે ખાવીંદ આપના અશોક બાગમાં એક વાઘે આવી અમારા પાંચ છોકરાને મારી નાંખ્યા વળી તે વાઘ ગામ ઉપર ધાયો આવે છે હવે ઘણું નુકશાન થવાનો સંભવ છે. આવું કહેવાથી પાદશાહે તમામ લશ્કર તથા પટાવતોને હુકમ આપ્યો કે તે વાઘને મારી તેની લાશ મારી પાસે લાવી આપો. આ હુકમ થતાં બારસો પટાવતો ઘણુંએક સૈન લેઈ ચઢયાં. ને વાઘ પછાડી નીકળી પડ્યાં. વાઘને ઘણો ખીજવવાથી તે વાઘે ઘણાં માણસોના પ્રાણ લીધા. તેમજ ઘણા જનોને જખમી કર્યાં. અને તે શેહેરમાં આવ્યો. આ ખબર સાંભળી પાદશાહ ક્રોધાયમાન થયા. અને તેજ વખતે રાયસીંગજીને હુકમ આપી દીધો કે જ્યાં સુધી વાઘ મરે નહીં ત્યાં લગી તમો મારી પાસે આવશો નહીં. થયેલ હુકમ રાયસીંગજીએ પોતાના મસ્તકે ચડાવી લીધો ને ત્યાંથી પોતાના ઉતારે આવ્યા. કેશરીઆ વાઘા પેહેરી પોતાની ઘોડીની લગામ ખેંચી સ્વાર

થઈ વાઘ પછાડી નીકળી પડ્યા. ઘણી મુશીબતે વાઘને તગડ્યો. ઘણાએક દીવસે વાઘના પ્રાણ લેઈ તે લાશને કાપી ઘોડીની બંને બાજુપર નાખી સ્વાર થઈ ઘર તરફ હર્ષથી વળ્યા. ચાલતાં ચાલતાં સાયંકાલ થયો ને વીચાર્યું કે રજની પડી ગઈ આ ધરતી વીકટ ભયંકર છે તો આ વૃક્ષ નીચે વાસો રહી પ્રભાતે ઘર તરફ જઈશ. એમ વીચારી ઘોડીને વૃક્ષ તળે બાંધી પોતે તેની નીચે એક કપડું પાથરી નીંદ્રાવશ થયા. દરમીઆન એક જક્ષની છોકરી અહોનીશ છાના કુછંદ કરતી હશે. તેની માતુને આ ખબર પડવાથી તેને મારવા લીધી. જેથી ત્યાંથી છુપકીથી નાશી નીકળી જે વૃક્ષ નીચે રાજા સુતો છે ત્યાં નાસતી નાસતી આવી ને વીચાર કરવા લાગી કે અહીં કોઈ માણસ ભરનીંદ્રામાં સુતુછે. તેની સોડમાં ભરાઈ જઊં તો ઠીક. નહીતો માતુશ્રી ભેગા થવાની ઢીલ નથી. મુને દેખશે કે તુરત મારી નાખશે. તેવી બ્હીકથી રાજાની સોડને ઊંચી કરી તેમાં ભરાઈ ગઈ. થોડીવારે તેની માતુ આવી પહોચી. પોતાની દીકરી સુતીછે તેની વાસના આવવાથી તેમજ પુરૂષ સાથે સુતી જોઈ એકદમ તેનો ક્રોધ તાજો થઈ આવ્યો જેથી રાજાનો અંગુઠો પકડી ગગન માર્ગે ઉડાડી દીધો ને ઘોડીની લગામ કાપી જેરટીકા મારી હાંકી કાઢી. ને ત્યાંથી પોતાની દીકરીને પકડી ગાળોનો ફીટકાર દેવા માંડ્યો ને માર મારતી લેઇ ચાલી.

રાજાની ઘોડીની લગામ કાપી નાખી હતી અને માર માર્યો હતો. તેથી એકદમ નાશી ચાલતાં ચાલતાં ઘણા દીવશે તે શેહેરમાં આવી. જેથી ગામની તમામ રૈયત એકઠી મળી જોવા લાગી. જુવે છે તો વાઘની લાશ બેઊ બાજુએ લટકેછે. તેનો દેખાવ જોઇ ગામ બધુ સુનકાર થઇ ગયું. ને આ વાત પાદશાહને જાહેર કરી. પાદશાહે ઘોડી મંગાવી તમામ લાશ જોઈ ઘોડીના ચહેરા ઉપરથી વીચાર કરવા લાગ્યા કે આ ઘોડીને કોઈ જાનવરે ભડકાવવાથી રાજાને કાઢી નાખી મસ્તી કરી આવેલ છે. એવું ચીંતવીને એકદમ તમામ પટાવતોને હુકમ દીધો કે જાઓ રાજા રાયસીંગજીની ખબર કાઢો ને આવેલ ઘોડી રાયસીંગજીના ઘરે બંધાવવા મોકલો, જ્યાં સુધી

રાયસીંગજીનું મ્હોઢું જોઇશ નહીં ત્યાં સુધી હું જમીશ નહીં. આ વખતે પાદશાહ વીસમય થઈ કહેવા લાગ્યા કે સાબાશ રાજા ધન્યછે તારી માતને કે મારૂં લશ્કર તે વાઘ સાથે ત્રણ દીવશ અને ત્રણ રાત્રી આથડી મર્યું પરંતુ તે વાઘની પાસે જવાની કોઇની હીંમત ચાલી નહીં. લેકીન આ એકલે તે વાઘના પ્રાણ લીધા. એવી રીતે રાયસીંગજીની તારીફ કરીને સાબાશી આપી.

પાદશાહએ પોતાના દરબારમાંથી ઘોડી સીપાઇ સાથે રાયસીંગજીના ઘરે મોકલી દીધી જેથી સીપાઈ ઘોડી લઇ રાયસીંગજીને ઘરે ગયો. ને પોકાર કરવા લાગ્યો. બારણા ઉઘાડો બારણા ઉઘાડો. રાજા રાયસીંગજીને ઘોડીએ નાખી દીધા છે. ને ઘોડી નાશી આવેલી છે આ લ્યો. એમ કહી રાજાના બંને ચાકરોને ઘોડી સોંપી વીદાય થયો. હરણીએ આ બનાવ સાંભળી તેમજ પોતાના પતીની ઘોડી જોઇ રૂદન કરવા માંડયું. ઘણીવારસુધી બને ચાકરોએ ધીરજ આપીને શાંત કર્યા ને વિચાર કરવા લાગ્યાં કે આતે શું થયું હશે ચાલો આપણે તેમની શોધને માટે જઇએ. એમ વીચારી સ્રીએ પુરૂષનો વેશ ધારણ કર્યો અને ત્રણે જણ રાયસીંગજીની શોધ વાસ્તે નીકળ્યાં. જે રસ્તેથી ઘોડી આવેલ તે રસ્તાનો શગડ જોતા જોતા જાયછે છેવટે જ્યાં વૃક્ષ છે ત્યાં આવી પહોંચ્યાં ત્રણે જણ વીચાર કરવા લાગ્યા કે અહીંથી શગડ ભાંગી જાયછે. અને અહિં રાજા સુતા દીસે છે. ઘોડીની લગામનું દોરડું કોઇએ કાપ્યું દીશે છે ને રાજાને અધર રસ્તેથી લેઈ ગયા જેવું લાગે છે; આ જોઇ રાણીનું હૈયું ભરાઈ આવ્યું, ને ગાભરી બની નીચે પ્રમાણે કહેવા લાગી.

**પંદર તિથીઓ ( રાગ સંદેસાનો. )**

વેલેરા વળજો રે વાલમ વીઠલા,
દોલ જાણીને દાસીની દીલમાંય જો;
દર્શન મુજને આપો દીનાનાથજી,
એકલડા તો રહ્યું હવે નવ જાય જો. વેલેરા.

**પડવે** એ પીડારે પામું પીડમાં,

નેહ કરીને થયા નમેરા નાથ જો;
ભરૂસો દેઇ ભર દરીયામાં તેડી જાય,
હરી તમે બુડાવ્યા બાંધી હાથ જો. વેલેરા૦

**બીજે** તે બલી જંઉરે વાલાજી વિના,
મન અમારૂં નથી ઠરતું કો ઠાર જો;
ગમતું નથીરે ગાવું ખાતું ખાંતથી,
આંસુ વેહે આંખુની મોઝાર જો. વેલેરા૦

**ત્રીજે** તન મારૂં બધું સુકાઈ ગયું,
ભરજોબનમાં બનીયા ભુંડા હાલ જો;
વાલોજી મુકીને વશીયા વેગળા,
સુખડાં લેતાં સવળું પેઠું સાલ જો. વેલેરા૦

**ચોથે** ચીત મારૂંરે ચરચર દાઝતું,
વ્હાનળેથી તન નવ થાય ટકાવ જો;
મદન કોપ કેમ થાય કમી કામાંધથી,
સ્વામી વિના અંધ બનીછું સાવ જો. વેલેરા૦

**પાંચમે** દહાડે હું પડી મુરછા થકી,
ન આવ્યા હજુએ સુંદર ઘનસ્યામ જો;
આશાયું અંતરની અંતરમાં રહી,
કરી પ્રીતી પણ કશું ન આવ્યું કામ જો. વેલેરા૦

**છઠે** છબીલોજી છેટે જઇને રહ્યા,
અબળા કેરૂં દુઃખ ન જાણ્યું ઉર જો;
નગણાં નટવેરે અતીશે થઇએ નહિ,
દોષ દાસીનાં દીલથી ધરીએ દુર જો. વેલેરા૦

**સાતમે** આપની સાથ ઘાયલ તો બની,
અકલાઇ ગઇછું કરતાં ઘરનું કામ જો;
કંટાળો આવે રે કરતાં વાતડી,
શાંતી ન થાએ નીજ ઘર પરઘર ધામજો. વેલેરા૦

**આઠમે** અલબેલાજી આવો હવે,

ઘણી થઇ છે નાથ પધારો ઘેર જો;
રીસાવી રામાને નાથ ન મારીએ,
કામની ઉપર કરો ન કાળો કેર જો, વેલેરા૦
**नोमे** ન જાણ્યાં નારી કેરા દુઃખડાં,
આવી અમોને સુખ આપો એક વાર જો;
વળખાં મારી મરીશું વાલા તુમ વિના,
અંતે તુમ વિણ થાશે નૈ ઉધાર જો. વેલેરા૦
**दसमे** તો ભુલીધું ભાન શરીરનું,
બની બાવરી કરૂં લાવરી નાથ જો;
દુઃખ દરીયામાં દીન દાસી હું ડુબતી,
હરી કાઢો હેતે પકડીને હાથ જો. વેલેરા૦
**अगीयारस** આવી પણ નાથ ન આવીઆં,
સંદેશો તો કહાવો ધરી વૈરાગ જો;
બીજીમાં મન મોહ્યું હશે આપનું,
વ્હાલી પ્યારીનો કીધો ક્યાં ત્યાગ જો. વેલેરા૦
**बारशे** બાળેછે દુગ્ધા દીલની,
મનડા કેરી તે સહુ છે મનમાંય જો;
ઉનું ખાતા મુખડા માંહી દાઝીયા,
કહો અમારે કહેવું તે જઈ ક્યાંય જો. વેલેરા૦
**तेरसे** પીતમજી જાણો પીતને,
અમે તજ્યા તુમ સારૂં નાત ને જાત જો;
લોક લાજ લેખાં નવ લેશે વાલજી,
દુર કર્યો છે પતી પ્રીતીમાં ભ્રાંત જો. વેલેરા૦
**चौदशे** ચીતમાંહી તે વીચારજો
તમે અમારા દુઃખનો કરજો તોલ જો;
મોહનશું બાંધેરે મુખડા બાંધીને,
યાદ કરો આ કરના પેલા કોલજો. વેલેર૦
**पुनम**ને દહાડે શશી પીડે સ્યામળા,
મોહન મળે તો રૂદીએ થળે રળીઆતજો;
તલપુંછું જલદીથી મીન દુર તરફડે,
સ્નેહ ધરીને પ્રભુ ન ઘડીએ ઘાટ જો. વેલેરા૦
**अमास** આવીરે પ્રભુ ન પધારીયાં,
ઊગરવાની હવે રહી નહીં આસ જો;

દર્શન દોતો સહુ દુર થાયે દુઃખડા,
દીનતાથી દાખે પ્રીયવંદા દાસ જો વેલેરા૦

ઊપર પ્રમાણે રાજાની ગેરહાજરીમાં શોકમાં દીવશ ગુજારતાં પાછો વીયોગ યાદ આવવાથી ધ્રુસકા મુકી રોવા લાગી ને પોતાને થતું દુઃખ બને સીપાઈઓને કહી બતાવ્યું. જેથી બને સીપાઈઓ કેહેવા લાગ્યાકે બાઈ સાહેબ તમે તમારો દુઃખનો વીસ્તાર કહી બતાવ્યો પરંતુ આ પરદેશમાં અમારી શી વલે થશે. તમે હવે ઘેર પધારો ને અમે બને રાજાની શોધ માટે જઈશું. ને જ્યાં હશે ત્યાં જઈ તેઓને કુશળથી ઘેર લાવીશું. અમોને પણ ઘડાભર તેમના વીના ચેન પડતું નથી. માટે હવે તમો સત્વર પાછા વળોતો અમે જઈએ એક પોતાના પતીનો વીયોગ, બીજું પોતાના ખાશ નોકરો પરદેશમાં જવાનું કરતાં ગભરાઈ ઉઠીને તેઓ ત્રણે જણ ત્યાંથી ઘરે આવ્યા બાદ પોતાના પતીના રેયંતને ઝુરતો દેખી બને નોકરોની સન્મુખ ઉભી રહી નીચે પ્રમાણે કહેવા લાગી.





(રાગ મરસીયા.)

હાય કેમ હું રહીશ એકલી વીદેશે રહીશ એકલી વીદેશે,
પતી ચાલી ગયા પરદેશેરે. હાય કેમ.
તમે કંકાવતીના સ્વામી સદગુણી કાંઇ નવ ખામી,
આપ ધનુષ્ય વીદ્યાના કામીરે. હાય કેમ.
સાહેબ આપને ભોળવીને લીધા તેને તો કામજ સીધ્યા,
પણ અમોને દુઃખડા દીધારે. હાય કેમ.
વહાલી પ્રજાઓ સઘળી રૂવે આપ ચાકરો આખું ખુવે,
રાજા દેશ વીદેશે જુએરે હાય કેમ.
અબળા સુસીલાને તમે મુકી સમુદાયપરીને કેમ ચુકી,
હું જોતું વાટું ઢુકી ઢુકીરે હાય કેમ.
આપ દાસીની વીનતી ધરજો તમે વેલેરા પંથે વળજો,
દીન દાસીના વચને પળજોરે. હાય મકે.
હુંતો સ્ત્રી જાત કહાવું વિધ વિધની રસોઈ બનાવું,
હાસ્યવિનોદ કરવા આવુંરે. હાય કેમ.
મુને એકલા અહીં નથી ગમતું ચીત મારૂં વ્યાકુળ ભમતું,
રોઇ રોઇ લોચન નમતુંરે. હાય કેમ.
ઇશ દાનીને કરજો સુખારી વિપત્તી ટાળો હમારી,
તેથી થઇશું અમો આભારીરે હાય કેમ.

---

## પ્રકરણ ૮ મું.

આમ બોલી પાછી રડી પડી ને બને ચાકરોને કહેવા લાગી કે તમે અહીંજ રહો આપણા ઘોડાની તેમજ ઘરની સંભાળ રાખજો ને હું રાજાનો સગવડ જોતી જોતી જઈશ. ને ગમે ત્યાં હશે ત્યાં જઇને જે ધણી હરી ગએલ હશે તેનું વેર લઇ રાજાને તેડી ફતેહ પામીનેજ આવીશ. બંને ચાકરો હાથ જોડીને આજીજી કરવા લાગ્યા કે બાઇસાહેબ આ શહેરના પાદશાહની અઢાર લક્ષની ફોજને પતો નહીં મળવાથી તમામ નીરાશ થઈને પાછી આવી. તો બાઈસાહેબ તમે ઘરેજ રહો ને અમે જઇશું આપને કોઈ જાતની ફીકર રાખ-

વી નહીં. આપ ઘેર રહી આરીઝના કરશો નહીં ફકત ઈશ્વર ઉપર એકીન રાખી પ્રાર્થના કરશો તો તમામ આશા પુર્ણ થશે આપ અનીતીપર પગલું ભરશો નહીં તેમ અજાણું માણુસ આવે તો ઘરનું બારણું ઊઘાડશો નહીં આ રીતે વીવીધ પ્રકારે સમજાવી તે બને વીદાય થયા.

રાણીએ ઘેર રહી ચાર હાથ જમીન કલપી ઇશ્વર સ્તુતી કરવા માંડી બને સીપાઇઓ દેશ પરદેશ જઇ તમામ લોકોને રાજા વીશે ખબર પુછેછે પણ કોઈ લોકો કાંઇ ખબર આપતા નથી જેથી ઊદાશ થઈ આગળ શોધ માટે ચાલ્યા જાયછે.

રાજાને એક અંગુઠે ઝાલી ફેકયો તેવોજ દરીઆ કીનારે જઈ પડયો. ને જેવો પડયો તેવોજ એક અજગર મુખ ફાડી પડયો હતો તેના મુખમાં જઈ પડયો. અજગરને ભાવતું ભોજન મળવાથી તે પચાવવા સારૂં દરીયા કીનારે જયાં નાળીએરીના ઝાડની ઠઠ મચી રહી હતી ત્યાં ગયો ને ઝાડને ફેરા ફરવા લાગ્યો. આ વખતે દૈવ્ય યોગે નાળીએરીનો રખવાળ રબારી તે ઝાડ ઉપર હતો તેણે અજગર જોયો કે એકદમ નાળીએરીથી હેઠો ઊતરી પડયો ને વીચાર કરવા લાગ્યો કે આ અજગરે કોઇ મોટું પ્રાણી ભક્ષ કરેલુંછે ને તે પચાવવા સારૂં આ નાળીએરના ઝાડને ફેરા ફરેછે. થોડીવારમાં નાળીએરીના ઝાડને આંટો મારી એકદમ આંચકો મારશે તો અંદરના પ્રાણીના ટુકડે ટુકડા થઈ જશે એમ વીચાર કરી તે તમાશો જોયા કરેછે તેવામાં એકદમ અજગર નાળીએરના ઝાડને વળગી પડયો જેવો ભરડો દેવા ગયો તેવોજ રબારીએ ધાઇને તેને કુવાડાથી ચીરવા માંડયો તેવોજ અંદર માહાકાન્તીવાન તેજસ્વી જેની ઉપર સુર્યના કીરણ ફુટેલા હોય તેવો અતી રૂપાળો એક રાજા જોયો રબારીએ એકદમ તાણી કાઢી ધુળમાં નાખી દીધો થોડીવારે શુદ્ધી આવવાથી વીચારવા લાગ્યો અરે દૈવ્ય આ શું હું કયાં હતો ને કયાં આવ્યોછું.

એવો વીચાર કરેછે તેવામાં તેની દ્રષ્ટીએ એક રબારી પડયો તેને બોલાવી પુછવા લાગ્યો તમે કોણછો, આ વનમાં તમે મને લાવ્યાછો કે શી રીતેછે તે મેહેરબાની કરી કહો.

રબારીએ જવાબ આપ્યો કે સાહેબજી હું આ નાળીએરીનો રખવાળીછું અને પાકા નાળીએર ઊતારવા માટે આ નાળીએરી ઉપર ચઢયો હતો પરંતું આપસાહેબ એક અજગરના પેટમાં ફસાયા હતા તે અજગર દરીઆ તરફથી આવી આ નાળીએરી હેઠે તમોને પચાવવા સારૂ ફેરા મારતો હતો. તેવામાં મને દ્રષ્ટીએ પડ્યો. જેથી તેને મેં કુવાડાએ ચીરી નાખી તમોને તેનાં પુદગળમાંથી બચાવી લીધા. જે વખત આપસાહેબ તેના પેટમાંથી નીકળ્યા ત્યારે આપ સાહેબને ભાન બીલકુલ નહોતુ એટલે બેભાન જેવા હતા. એજ વખતે આપને મેં ધુળમાં ભારી દીધા. એટલે દાટી દીધા. બાદ થોડી વખતે ભાન આવ્યું, હું એવું બોલતો હુતો ચાલો તે અજગરના કટકા આપને બતાવું. જેથી રાજા તેની સાથે ગયા ને તમામ તપાસ કર્યો. ને નીશ્ચય કર્યું કે આ રબારી ન હોતતો મારે બચવાની આશા નહોતી. શાબાશ છે તેને કે મુને જલદીથી બચાવી લીધો તેનો આભાર હું કયે પ્રસંગે વાળીશ. હું અહીં દીનપણે પરસ્વાધીન પડ્યોછું. નહીતર આ રબારીને મારે ઈનામ આપવું હતું. અરે દૈવ આ તેં શું કર્યું એવો વીચાર કરી કહેવા લાગ્યો કે હે ભાઈ હું રાજા છું એક શેહેરમાં એક પાદશાહને ત્યાં નોકર હતો. તે શેહેરમાં એક વાઘ આવ્યો. તેને ઘણાં માણસોનું નુકશાન કર્યું અને તે એકદમ ક્રોધાયમાન થઈ શહેરમાં આવ્યો જેથી હું તે વાઘને મારવા માટે તે શહેર છોડી નીકળ્યો હતો. ઘણી મુશીબતે માસ એક થયાં તેની પાછળ ફરતો હતો. એક દીવશે તે વાઘ એક ઝાળામાં ભરાઈ ગયો જેથી મેં એકદમ શહસ્ત્રવતી તેને મારી નાખ્યો. આ વાઘની લાશ અમારા પાદશાહે મંગાવી હતી જેથી તેના કટકા કરી મારી ઘોડી ઊપર બેય બાજુ કપડે બાંધી લટકાવી હતી ને હું ત્યાંથી ઘર તરફ જતો હતો. એક દીવસે સુર્ય અસ્ત થવાથી મેં જંગલમાં વાસો રહેવાનું કર્યું. આ વખતે મારી ઘોડીને હું જે વૃક્ષ નીચે સુતો હતો. ત્યાં બાંધી છેવટે ભયંકર જંગલના ભણકારાથી વેરણ નીંદ્રા આવી ગઇ. અને પાછળથી હું અહીં કેમ આવ્યો ને અજગરના મુખમાં કોણે સોંપ્યો તેની મુને કાંઈ માલુમ નથી. હે ભાઈ અહીંથી

તમારૂં ગામ કેટલું દુર છે. મુને ભુખ ઘણી લાગી છે. આ સાંભળી રબારીએ ઘણા હર્ષથી રાજાને સાથે લેઈ પોતાના ગામ તરફ ગમન કર્યું. રબારીએ ઘરે આવી પોતાની સ્ત્રીને રસોઈ કરવાનું કહ્યું. થોડીવારમાં રસોઈ તૈયાર થવાથી રાજાને ભોજન કરાવ્યું. આ વખતે રાજા પાસે એક મુંદ્રીકા હતી તે પોતાની આંગળીમાંથી કાઢી રાજાએ રબારીની દીકરીને આપી. ને પછી વાતચીત કરવા લાગ્યાં મારે એક પતીવ્રતા પત્ની છે. તેમ બે નોકરો છે. મારી નોકરી સારી રીતે ઉઠાવી મને ઘણું સુખ પ્રાપ્ત કરેછે તેનો આભાર હવે હું કયે ઠેકાણે વાળીશ એવી રીતે વાતો કરેછે તેવામાં રાજાના બંને સીપાઇઓ દરીઓ ઓળંગી વીશ્રાંતી માટે દરીયા કીનારે નાળીએરીના ઝાડ નીચે બેઠા હતા તેટલામાં તે રબારી રાજાને પોતાને ઘેર રાખી પાછો નાળીએરીની ચોકી કરવા આવ્યો. ને નાળીએર ઊતારવા લાગ્યો. ત્યાં એક બીજો રબારી આવી બેઠો ને ત્યાં અગની પ્રવેશ કર્યો. એટલે રખવાળી રબારી તથા રાજાના બે નોકરો ચલમ પીવા ત્યાં આવ્યા. ચારેજણ ભેગા બેશી ચલમ પીવા લાગ્યા, આવેલ રાયકાએ રખવાળી રાયકાને પુછ્યું. કે તમારી નાળીએરીના થડે રૂધીર પડેલું છે. તેનું શું કારણ છે. અહીં કોઈ જાનવરને ફાડેલ દીસે છે. રખવાળીએ કહ્યું કે અહીંઆં એક અજગર દરીઆ તરફથી આવેલ હતો તેણે કંકાવટીના રાજા મહારસીંહના પાટવી કુમાર રાયસીંગજીને ગળેલ હતો તેને પચાવવા સારૂ અહીં આવેલ તે મારી દ્રષ્ટીએ પડ્યો. કે તુરત હું નાળીએરી ઉપરથી હેઠો ઉતર્યો ને કુવાડાવતે તેને ચીરી નાખ્યો. આ રાજાને મેં ઘણી મુશીબતે બચાવી લીધો છે ને હજુ સુધી તે રાજા મારા ઘરે પરૂણા તરીકે રહેલ છે. આ રાજા ઈંદ્ર જેવો રૂડો છે. સુરજથી વધારે તેજસ્વી છે. ઘણો ડાહ્યો છે. ચતુર છે. તેણે આજે મારી દીકરીને એક સોનાની જડીત્ર મુદ્રીકા આપી છે. હું તેમને લાગલો ઘરે લઈ ગયો હતો. ને જમાડી તેઓને ત્યાં રાખી પાછો લાગલોજ અહીંયા આવ્યોછું. તારે તે પરૂણાને જોવો હોયતો ચાલ હું ઘરે જઊછું તુને બતાવું. એમ કહી બંને જણ ઘર તરફ ગયા. નાગદેવ તથા દેટક એ વીચાર્યું કે ચાલો આ-

પણે પણ તેની પાછળ જઇએ. આપણા રાજા ઘણા વીચીક્ષણ છે. પોતે જાણતા હશે કે મારી શોધ વાસ્તે મારા બંને નોકરો મારી પાછળ આવ્યા વગર રહેશે નહીં. જેથી પોતાના પીતાનું નામ તેમજ પોતાનું નામ યથાશક્તિ પ્રમાણે આ રબારીને કહી આપ્યું. ન કહ્યું હોત તેમજ રબારીએ મોઘમ વાત કરી હોત તો આપણને શી માલમ પડત.

ઠીકછે ચાલો આપણે પણ આ રબારી પાછળ જઇએ. એમ કહી બંને જણ તે બંને રાયકા પાછળ ચાલી નીકળ્યાં આ રાયકાના ઘરમાં અત્યંત મચ્છર ચાંચડ હોવાથી ઠામ ઠામ હોળીઓ પ્રગટી હોય તેવા ભડકે ભડકા દીઠા. તે જોઇ છુપકીથી નાગ તથા દેડકો પુર્વે રૂપે થઈ રબારીના ઘરમાં ગયા. ત્યાં પોતાના રાજાને જોઈને અત્યંત ખુશી થયા. બંને રાયકા થોડીવાર રાજા પાસે બેશી ચાલી નીકળ્યા. પાછળથી નાગ તથા દેડકો બહાર આવ્યા. ને શીપાઇઓનું રૂપ ધારણ કરી લીધું. અને રાજા શનમુખ જઈ ઊભા રહ્યા. નમૃતા પુર્વક રાજાને સલામ કરી. રાજા તેઓને દેખી વીસમીત થયો ને કહેવા લાગ્યો કે અહો આ માહાસાગર ઓળંગી તમો બંને જણ મારી શોધે શી રીતે આવ્યા હું અહરનીશ વીચાર કર્યા કરૂંછું કે આ દરીઓ હું શી રીતે ઉતરી શકીશ. તેવામાં તમે આવી પહોંચ્યા. ધન્ય છે તમને કે મારા માટે તમે ઘણી મુશીબત વેઠી જેથી તેનો બદલો વાળવા હું કોઈ દીવસ ચુકીશ નહીં. રાજાએ બંને નોકરોને ખુશી ખબર પુછ્યા તેની સાથે મારી પ્રાણપીઆરી પ્રીયવંદા શું કરે છે. ને તે ખુશી મજેમાં છે. એવું કહેતાં બંને શીપાઇઓએ કહ્યું આપ ગયા તે દીવસથી શોભીતા શણગાર ઉતારી અણશોભીતા પહેરી ફક્ત ઈશ્વર પ્રાર્થનામાં લીન થઇ ગયેલાંછે ને ખુશી મજેમાંછે.

રાજાએ બને જણને તમામ હકીકત પુછી જેથી અન્યો અન્ય ઘણાં ખુશી થયાં. અને ત્રણે જણ તે શેહેરમાં. ચાર દીવશ સાથે રહ્યાં. પાંચમે દીવસે ઘણી મુશીબતે રાયકા પાસેથી રજા માગી લીધી અને પોતાના દેશ તરફ જવાનું કર્યું. રાયકાએ ખુશીથી રજા આપી અને રાજાને વળાવવા દરીઆ કીનારે આવ્યો. દરીયા કીનારે કસુંબો ચારે

જણુ પીવા લાગ્યા. અને છેવટે રબારી પોતાના ગામ તરફ ગયો. આ ત્રણે જણુ રબારીના કહ્યા મુજબ દરીયા કીનારે ચાલી નીકળ્યા. ઘણા દીવસે અને ઘણી મુશીબતે પોતાના પાદશાહનાં શેહેરની બાહાર આવી પોહોચ્યાં. ને પાદશાહને જાહેર કર્યું. બને શીપાઈઓમાંથી એકને પોતાની પ્રાણપ્રીઆરીને ખબર દેવા મોકલ્યો. આ સાંભળી પાદશાહ ઘણોજ ખુશી થયો. ને તુરતજ પોતાના શેહેરમાં દીવાળીના પર્વ જેવા ઘેર ઘેર દીવા પ્રગટાવી દીધા. એટલુંજ નહીં. પરંતુ શેહરમાં રૂશનાઈ કરાવી. ઝાકઝમાળ કરી આપ્યું. અને પોતે અઢાર લાખની ફોજથી રાજા સામે ગયો. પાદશાહ તથા રાજા પરસ્પર મળ્યા, અને થયેલી હકીકત રાજાએ પાદશાહને નીવેદન કરી. જેથી અત્યંત ખુશી થયા. આ વખતે રાજાને ઘણીજ શાબાશીની સાથ લાખો રૂપીઆનો શીરપાવ આપ્યો. અને ત્યાંથી ઘણી ધામધુમથી અને બડે આડમબરે પોતાનાં રાજ મેહલમાં તેડી લાવ્યા પાદશાહે આ વખતે કચેરી ભરીને આ બાબતનું પેસ્તર ભાષણ કર્યું. જેથી કચેરીમાં આવેલ પટાવતો તેમજ કારભારીઓ રાયથી તે રંક સુધી રાજા રાયસીંગજીને શાબાશી આપવા લાગ્યાં. પાદશાહે તેજ વખતે બીજો લેખ પત્ર કરી આપ્યો તેમાં લખી આપ્યું કે તમે મારી નોકરી ઘણી સારી બજાવી તેમ વાઘ મારી ઘણાં માણસોને બાચાવ્યા. તેથી આપનો દરમાયો બે હજારનો છે. પરંતુ આજથી તમોને ખુશીથી ચાર હજારનો દરમાયો કરી આપુંછું. એમ કહી રાજાના હાથમાં લેખપત્ર, આપ્યો. કચેરી બરખાસ્ત થઈ. રાયસીંગજી ત્યાંથી પોતાની ઘોડીઉપર સ્વાર થઇ નચાવતાં કુદાવતા પોતાને ઘરે આવ્યા. આ વખતે રાણા રાયસીંગને કેટલું માણુસ માન આપવા આવ્યું. તમામ લોકો રાયસીંગજીની વાત સાંભળી ચકીત થયા.

રાયસીંગજીએ માન આપવા આવેલા સાહેબોની રજા લેઈ પોતાના ઘરમા પ્રવેશ કર્યો પ્રીયવંદાને નીરખી ચુંબનની સાથ તમામ હકીકત પુછવા લાગ્યા. રાણીએ તમામ હકીકત કહી દેખાડી. આ વખતે તેઓને ઘણોજ હર્ષ પ્રાપ્ત થયો. રાત્રે જમી સર્વે નીંદ્રાવશ થયા. પ્રાતઃકાળે ઉઠી દંતધાવન કરી પોતાની કચેરીમાં બેઠા તે વ-

અને માન્યવંતી રાણી બને ચાકરોના ગુણ રાજા પાસે પ્રગટ કરવા લાગી. તે સાંભળી રાજા ઘણો ખુશી થયો. રાજા દરરોજ પાછાં દરબારમાં શેગઠાબાજી પાદશાહ સાથે રમવા લાગ્યા અને પાદશાહને રીઝવવાનો પ્રયત્ન કરવા લગ્યા. ખાયપીએછે અને મોજશેખ માણેછે રાયસીંગજીના પાડોસમાં પાદશાહનો હજુરી કરીમબક્ષ નામનો હજામ રહેતો હતો. તેણે પોતાની સ્ત્રીને કહ્યું આપણા પાડોશમાં રાયસીંગજી કરીને રહેછે અને તેનો માનમરતબો પાદશાહ પાસે ઘણો છે અને પાદશાહ તેમના મોટા મોટા પટાવતો કરતાં આ રાયસીંગજીને વધારે ચાહેછે એટલુંજ નહિ પરંતુ તેના કહેવા મુજબ વર્તેછે. હું તેની અવધ મુજબ ખીજમત કરૂંછું. તું હવે તેમના ઘરે દરરોજ કામ કરવા જજે. રાયસીંગજી ઘણા લાયક માણસ છે. વળી મારા સાંભળવા પ્રમાણે તેમની સ્ત્રી પણ ખુબસુરત છે. તું કામ કરીશ તેનો બદલો ને વાળી આપશે. તેમાં જરાકે ફેરફાર સમજીસ નહિ. આ શહેરનો આપણો પાદશાહ ઘણોજ કંજુસ છે એટલે લોભી છે. નહિતર હું ખાનગી હજામ આવી દશામાં રહું નહિ સ્ત્રી કહેવા લાગી અદ્યાપીસુધી તમે મુને વાત કેમ કરી નહિ. આપણા પાડોશમાં હું ઘણા દીવસ થયાં તેમને જોયાં કરૂંછું. હવે હું આજ રાત્રીએ તે રાજાની રાણી પાસે જઇશ. ને વીનંતી કરી અરજ ગુજારીશ કે બાઈ સાહેબ હું રાજાના હજામની પત્નીછું. આ વખતે આપનું કામ કરવા આવેલીછું, જે કામ હોય તે ફરમાવો એવું કહીશ. બીજે દીવસે હજામ પત્ની રાણી પાસે ગઈ. બે હાથ જોડી વીનયથી સલામ કરી ઉભી રહી. એટલે રાણીએ પુછ્યું કે તું કોણ છે હજામપત્ની બોલી કે હું આપના ચાકર હજામની સ્ત્રીછું. મને આપનું એઠુંજુઠું લેવા મારા સ્વામીએ મોકલેલી છે. વળી આપસાહેબને કાંઈ કામકાજ હોય તો તાબેદારની સ્ત્રી હાજર છે.

આ સાંભળી હરણુમરીએ પોતાના પતી સારૂ જે રસોઇ કરેલી તેમાંથી થોડી થોડી તેનાં વાસણમાં આપી, ને કહ્યું કે. તમે તથા તમારો સ્વામી ખુશીથી ખાજો તમે અમારા પાડોશમાં નજદીક રહોછો. ને અમારે ત્યાં કેમ આવતા નથી. હવેથી દરરોજ આવ્યાં

કરજો. વળી કહ્યું કે મારે આવતી કાલે નહાવું છે. તો જરૂર આવજો. એકતો અદકપાંશળી જાત ને વળી રાણીએ માનથી બોલાવી. તેથી નાઈઅણુ તો આફરી ઢોલ માફક થઇ ગઇ, પોતાના ઘરે આવી પાછળથી હજામ પણ દરબારમાંથી ઘેર આવ્યો. ને બને ભેગા થયાં હજામડીનાં પેટમાં પવનના ગોટે ગોટાં આમ તેમ આવજાવ કરવા લાગ્યાં. હજામ કહેના લાગ્યો. આજે તારી પ્રકતી પ્રફુલીત થયેલી લાગેછે. રાણીએ તને શું આપ્યું ને શું કહ્યું. હજામડી એકદમ ગુસ્સે થઈ કેહેવા લાગી પાદશાહની નવાણું બેગમોની ખુશામત કરી કરીને મારા હાથ ઘસી ગયા. પરંતુ એક દીવસે પુરૂ ખાવા જેટલું આપતી નહીં. અને આ રાજાની રાણી ઘણીજ ઊદાર દીલની છે. મેં તમારા નામથી ઓળખાણ કરી જેથી જુવો તો ખરા. આટલું બધુ ખાવાનું આપ્યું. આમાં આપણે શું શું ખાવું તેની મને માલમ પડતી નથી. આટલી બધી જાતની રસોઈ એકદમ ખવાતી હશે કે નોખી નોખી એટલે એક પછી એક ખવાતી હશે આમ કહી નીચે બેઠી. વળી કહેવા લાગી કે મુને રાણીજીએ ફરમાવ્યુંછે કે આવતી કાલે મારે નહાવુંછે. તો તું દીવસના આઠ વાગ્યાનાં સુમારે અહીં આવી હાજર થજે. આવતી કાલે શું આપશે. તેની કાંઇ માલમ નથી. પરંતુ આશા તો મોહોટી છે. તમારે જમવું હોયતો જમી લો. નહીંતર મારે આજે વેહેલું સુઇ રહેવું છે. કારણ કે મોહોડી સુવુંતો સવારમાં વેહેલું ઊઠાય નહીં- રાજાના ઘરે ટાઇમસર ન જવાયતો હરકત આવે હજામ દીલમાં ગભરાવા લાગ્યો. આ રાંડ આજે ખાવાનું લાવી તેમાં મારા ઉપર ક્રોધ કરીને કેવું બોલેછે. પરંતુ આવતી કાલે જો રાણીએ આજ કરતાં વધારે આપ્યું તો મારા ભોગ મળશે. અને મારે ઘરમાં રહેવાની ઘણી મુશીબત પડશે. હશે ખેર આજતો કાંઇ બોલવું નહીં. આવતી કાલે શું થશે તેની કોઇને માલુમ નથી. પરંતુ મારા કર્યાં મુને નડ્યાં. મેં રાયસીંગજીના ઘરે જવાનું કહ્યું હોત નહીં તો આ રાંડ આટલી પ્રફુલીત થાત નહીં. હશે મારા સાંભળવામાં એક ભજન આવેલું છે તેમાં પણ એમ બોલ્યેછે કેઃ—

ભજનમાં ભુંગળા વિના ભવાઇ, જે થવાની હતી તે થઈ,

ભોજોભગત કહે કંથ વોળાવીને તરત બીજાને ગઇ. ભજનમાં.

આ રાંડ મુને છોડી જતી રહેશે કે શું. હવે પસ્તાવો શું કરવો. એમ કહી. જમીને તે બહાર ગયો. હજામડી નીંદ્રાવશ થઇ ગઇ.

બીજે દીવસે રાણીનાં કહ્યાં મુજબ દરબારમાં હાજર થઇ. અને હજામ પાદશાહનાં દરબારમાં ગયો. આ વખતે પાદશાહ હજામની રાહ જોતા હતા. હજામે પાદશાહની ખીજમત સારૂ ખુરસી ટેબલ નાંખી ખીજમત કરવા માંડી. ખીજમત કરતાં કરતાં પાદશાહને કહેવા લાગ્યો કે સાહેબજી મારે આપને એક અરજ કરવાની છે. આપ ખુશી હોતો કહું આ અરજ આપના હીતની છે. મારૂં કહેવું નહીં સાંભળો તો પાછળથી કોકના કહેવાથી સાંભળશો તો પસ્તાવો થશે. વળી કેહેશો જે હરામખોરે મુને જાહેર કર્યું નહીં. તેટલા માટે હું વાત કહેવાની રજા માગુંછું. આપ સાહેબને તેનો વધારે શોખછે. પાદશાહે કહ્યું. ભલે જે વાત કરવાની હોય તે ખુશીથી કહે. આવું કહેવાથી હજામ બોલી ઊઠ્યો કે સાહેબજી આપણો નોકર જે રાયસીંગજી છે. તેની સ્ત્રી તમારી નવાણું બેગમો કરતાં અતી રૂપાળી છે. મારી સ્ત્રી ત્યાં ગઇ હતી. અને આજે મને કહેતી હતી કે આ સ્ત્રી આપણા પાદશાહને જોઇએ. તે ઉપરથી હું આપને જણાવુંછું. આ સાંભળી પાદશાહે જવાબ આપ્યો કે હરામી કોઇની સ્ત્રી વગર ગુન્હે કેમ લેઇ શકાય. વીચારીને બોલ. ત્યારે નાઇએ કહ્યું કે મેં સાંભળ્યું છે કે રાયસીંગજીને આપે મોહોટામાં મોહોટું ભારેમાં ભારે અતડામાં અતડું કામ કરવાની સરતે રાખેલછે. તો હું એક યુક્તિવાળું કામ બતાવું. તે કરી આપશે નહીં જેથી તેને મારી નાંખી તેની સ્ત્રી સંપાદાન કરી લેઇશું. પાદશાહ આ સાંભળી ચકીત થયો. ને કહેવા લાગ્યો કે શીરીતે, નાઇએ જવાબ આપ્યો કે.

આપણા બગીચામાં એક મોહોટો હોજછે. જેનું પાતાલ ફુટી ગયુંછે. તે આપ સારી રીતે જાણોછો. લેકીન તે હોજનો તાગ કોઇ લાવે તેવો આ દુનીયામાં નથી. પાદશાહે આ વાત ઉપર ધ્યાન આપ્યું. જેથી નાઈ કહેવા લાગ્યો સાહેબજી આવતી કાલે સ્વારમાં ગાડીમાં બેસી બગીચે પધારજો. હુંએ પણ ત્યાં આવીશ. બગીચે જઈ હોજ ઉપર ખુરશી નખાવી બેસજો. અને જાણી જોઈ તેમાં

તમારા હાથની મુદ્રીકા નાંખી આપજો. વળી તે મુદ્રીકા વીશેનો પોકાર કરીને એકદમ દરબારમાં પધારજો. કચેરીની વખતે તમામ પટાવતો તેમજ રાયસીંગજી વીગેરે હાજર થાય ત્યારે તમો કચેરીના માણસો સાંભળતાં નીચે પ્રમાણે કહેજો.

આજે સ્વારમાં હું આપણા બગીચામાં હવા ખાવા માટે ગયો હતો તે વખતે હોજના પાણીમાં દંતધાવન કરવા ગયો તેવામાં મારી મુદ્રીકા તે હોજમાં પડી જવાથી આજે અફસોસમાંછું તેના જવાબમાં હું કહીશ કે અરે સાહેબજી હવે અફસોસ શા માટે કરોછો. તમે તમારા રાજ્યમાં હમણાંજ એક આસામીને ભારેમાં ભારે કામ કરવું તે શરતે રાખેલછે તેને કહો એટલે લાવી આપશે. આ સાંભળી પાદશાહે કહ્યું કે ઠીક હમેશ મુજબ કચેરીની વખતે નાઈએ પાદશાહને કેહેવાથી પાદશાહે હુકમ કર્યો કે અરે રાયસીંગજી મારી મુદ્રીકા ગઇ કાલે આપણા બગીચાનાં હોજમાં દંતધાવન કરતા પડી ગએલ છે તે આજને આજ આણી આપ નહીંતર આવતી કાલે તુંને ગરદન મારીશ.

આ વાકય સાંભળી તમામ કચેરીનાં માણસો દીલમાં નારાજ થયા. ને રાયસીંગજીએ નમ્રતા પુર્વક સલામ કરીને કહ્યું કે આપે જે હુકમ ફરમાવ્યો તે શીર ઊડાવી લેઊછું. એમ કહી સ્વાર થઇ ઘર તરફ આવ્યો. આ વખતે રાયસીંગજીનાં બારેવાણ છુટી પડયાં. ઘોડીની આંખમાં શ્રાવણ અને પોતાની આંખમાં ભાદ્રવો વરસવા લાગ્યો એવી રીતે ચીંતાતુર થયેલો રાજા રાયસીંગજીને આવતો જોઇ. તેનાં બંને નોકરો પરસપર કહેવા લાગ્યાં કે દરરોજકે કરતાં આજે આપણા રાજા ઊદાસીમાં જણાયછે. તેટલામા રાયસીંગજી ઘોડીથી હેઠા ઉતરી. ઘોડી પોતાના ચાકરોને આપી ત્રણેજણ ઘરની અંદર ગયા. ત્યાં રાજાએ થયેલી બીના કહેવા માંડી. તેની સાથે જણાવ્યું. કે હું કોઇ દીવસ સરોવર અગર કુવે તેમજ નદીએ ગયો નથી. તેમ ઊંડા પાણીમાં નાહાઓ નથી. હવે હું શું કરીશ. કાલે પાદશાહ મારી નાંખશે. આ સાંભળી બંને નોકરો કહેવા લાગ્યા કે સાહેબજી અફસોસ એક બાજુપર મેલી જમવા બેશો. એમાં તે શું મોહોટું કામછે. અમોને તરતા આવડે છે જેથી અમો લેઈ આવીશું. રાજા

તથા બંને સીપાઈઓ જમવા બેઠા, જમીને રાજા નીંદ્રાવશ થયા. એટલે બંને નોકરો તમામ હથીઆરો સહીત પાદશાહના બગીચે આવ્યા. તમામ બગીચો જોઇ વળ્યા છેવટે હોજ ઉપર ગયા. ને પુરૂંનું રૂપ ધારણ કર્યું.

આ વખતે દેડકાએ નાગને કહ્યું કે હે ભાઈ આમાં તમારૂ કામ નથી પરંતુ તમે પુર્વ રૂપે હોજ ઉપર ફર્યા કરજો કોઇ આવે કે એકદમ તેની સામે થજો. જેથી તે નાશી જશે. એમ કહી દેડકો પાણીમાં ગયો. ને થોડીજવારમાં બહાર આવ્યો. બંનેજણ પાછા સીપાઇઓનો વેશ ધારણ કરી ત્યાંથી ઘર તરફ પાછા વળ્યા, રાયસીંગજી આ વખતે નીંદ્રાવશથી જાગૃત થઇ વીચાર કરતા હતા કે અદ્યાપી સુધી બંને ચાકરો કેમ રોકાયા હશે. ત્યાર પછી થોડીકવારે ત્યાંજ બંને સીપાઇઓ આવ્યા ને વીનયપુર્વક સલામ કરી લાવેલી મુદ્રીકા આપી દીધી. આ જોઇ રાજા ઘણો હર્ષીત થયો ને પોતાની ઘોડી ઉપર સામાન નાંખવાનો ચાકરોને હુકમ કર્યો. જેથી લાગલો સામાન નાંખી ઘોડી આણી આપી અને ત્યાંથી સ્વાર થઈ રાજા ઘોડીને નચાવતા કુદાવતાં પાદશાહ પાસે જવા નીકળ્યા.

---

## પ્રકરણ ૯ મું.

રાજાએ એકદમ પાદશાહ પાસે આવી નમ્રતા પુર્વક સલામ કરી લાવેલી મુદ્રીકા આપી જેથી પાદશાહ ઘણોજ ખુશી થયો તેમજ કચેરીના માણસો દીંગ થઈ ગયા. ધાંયજો પણ આ જોઈ આશ્ચર્ય પામ્યો. આ વખતે પાદશાહે જે દસ્તાવેજ કરી આપેલ તે પાછો મંગાવી તેમાં બે હજારનો વધારો કરી આપ્યો. રાયસીંગજીએ પાછી શેગઠાબાજી શરૂ કરી પાદશાહને રીઝવી પાછો તે પોતાના ઘેર આવ્યો.

રાણીને ખુબ મશળી નવરાવતા તેણે ખુશી થઇ હજામડીને એક સોનામોહર આપી તે લઇ ઘેર આવી બારણા આગળ ઊભી રહી. ધાંયજાને આવતો જોઇ દાંત કચડવા લાગી. આ વખતે ધાંયજે જાણ્યું કે ભોગ મળ્યા એના બાપના મને મારી નાંખશે એમ વિચારી એકદમ

આવી ધમકી આપી કે બારણા આગળ કેમ ઊભીછું. ઘરમાં જા.

હજામડી કેહેવા લાગી કે પીટયા ઘરમાં જઇને શું કરૂં, હાંલ્લા કુસ્તી કરેછે બાજરો બજારમાં છે, ઘંટી ધીંગાણા કરેછે તો શું ઘરમાં જઈ તારા પીટણા પીટું તેં પાદશાહની મરજી ચાલીશ વરસ સુધી સાચવી, પરંતુ અદ્યાપી સુધી તો ઘરમાં ઉપર પ્રમાણે છે. ને જો હું રાયસીંગજીના ઘેર ગઈ હતી ત્યાંથી લાવી. એમ કહી સોનામોહર દેખાડી. જેથી ઘાંયજો દીલમાં ગભરાવા લાગ્યો. કે જે આદમીની સ્ત્રી રળવા શીખી તે આદમીના બાર વાગ્યા એમ સમજવું. હવે મને કોઇ દીવસ સુખ આવવાનું નથી. કાંતો રાયસીંગજીની સ્ત્રીને પાદશાહ પત્ની કરીને રાખે તો મારે સુખ થાય નહીં તો આ રાંડના આયુષનો અંત આવે તો ઘણુંસારૂં એમ વીચાર કરી ઘરમાં આવ્યો ખાધું ન ખાધુંને એકદમ મુઠી બીડી પાદશાહા પાસે ગયો ને કેહેવા લાગ્યો કે સાહેબજી મેં જે તે દીવસ વાત કરેલી તેતો મારી સ્ત્રીના કેહેવાથી કહેલ પરંતુ આજે હું રાયસીંગજીના ઘેર ગયો હતો તે વખતે રાણીએ મુને હવેથી બોલાવી ને કહ્યું કે તમારા ઘેરથી તમારી સ્ત્રીને રોજ અહીં કામ કરવા મોકલજો જેથી હું તેનો પગાર કરી આપીશ જુઓ અમારી જાત નીચી એટલે વશવાયા કહેવાઇએ આપની પાસે અમારૂં શું ગજું છતાં મને કેવી રીતે બોલાવ્યો વાહ તેનું રૂપ આપની નવાણું બેગમો તેની દાસીઓ થઈ પાણી ભરે તેવી કાન્તી જોઇ હું ઘણોજ ખુશી થયોછું પરંતુ દીલગીરછું કે આવી રાણી રાયસીંગજીને મળી. આતો આપના દરબારમાં શોભે. હે પાદશાહ જરા નીધા તો કરો.

પાદશાહે એક ચીતે થોડીવાર સાંભળી હજામને કહ્યું કે અરે હરામી મારાથી કોઇને વગર વાંકે કેમ દંડાય. તેમજ પારકી સ્ત્રી કેવી રીતે સંપાદન કરાય ઘાંયજાએ કહ્યું કે મેં એક યુક્તી મારા ઘેર બેઠા બેઠા ગોઠવી રાખેલીછે તે પ્રમાણે કરો તો રાજા રાયસીંગજી પાછો ઘેર આવેજ નહીં ને સ્ત્રી આપને સંપાદાન થાય. મરજી હોયતો કહું.

પાદશાહ જાર કર્મમાં લીન હોવાથી આ વાત સાંભળવા ખુશી બતાવી જેથી ઘાંયજે નીચે પ્રમાણે કહ્યું.

આજે અરધી રાતની વખતે એકદમ જાગ્રત થઇ આપની નવાણું બેગમોને કહેજો કે અરે મને પીડ આવેછે. ને બુમેબુમ દેવા માંડજો ને ત્યાંથી ઉઠી જનાનખાનાની દોઢીએ સુધ રહી મને હાકલ મારી બોલાવજો. હુ આપની પાસે આવી તુરત ગામમાં જઇ તમામ ગાંધી લોકોની દુકાનેથી ઓસડ લેતો આવીશ તેમજ અરધા ગામને પણ જાહેર કરતો આવીશ. પ્રાતઃકાળે તમામ રૈયત તથા પટાવતો તેમજ રાયસીંગજી વીગેરે આપની તબીયત જોવા સારૂં આવશે. એટલે તમારે કહેવું કે અરે હજામ અબી મેરા શીર બહોત દુખતા હે ત્યારે સર્વે સાંભળતા હું કહીશ કે હુ શું કરૂં. આપણા શહેરમાં ઓષધ મળતું નથી. તે વખતે તમારે કહેવું કે શું ઔષધ મળતું નથી ત્યારે હું કહીશ કે વણ વિંધ્યા મોતી ને વણ વિધ્યાં ફુલ. તમારે કહેવું કે એ કોન લાવે ત્યારે હુ કહીશ કે બારેમાં બારે અતડામાં અતડું કામ કરવાની શરતે જે નોકરી કરતો હોય તે લાવે. તે વખતે તમારે એકદમ હુકમ કરવો કે હે રાયસીંગજી આજથી એક માસની અંદર વણવિંધ્યાં મોતી અણ વિંધ્યાં ફુલ લાવી આપો જો નહિ લાવો તો હુ તમોને ગરદન મારીશ જુવો સાહેબ આ મેં કેવો વીચાર ધાર્યોછે. પાદશાહ આ સાંભળી ઘણાજ ખુશી થયા અને આ પ્રમાણે કહેવાનું કબુલ કર્યુ તેજ રાત્રીએ પાદશાહે ખોટો ખોટો ઢોંગ મચાવ્યો જેથી ઘાંયજાએ શહેરમાં તમામ વસ્તીને જાહેર કર્યું પ્રાતઃકાળે તમામ પટાવતો તથા મુસદીવર્ગ તેમજ રૈયત પાદશાહ પાસે આવ્યા ને તબીયતના ખબર પુછવા લગ્યાં પાદશાહે તે વખતે હજામના કહેવા પ્રમાણે કહ્યું. ને તુરત રાયસીંગજીને હુકમ આપી દીધો આ હુકમ મસ્તકે ચડાવી રાયસીંગજી ત્યાંથી નમૃતા પુર્વક સલામ કરી ઉઠયાં અને રાજગઢ પાસે પોતાની ઘોડી બાંધી હતી ત્યાં આવી ઘોડીને છોડી સ્વાર થઈ ઘર તરફ વળ્યા આ વખતે પણ પુર્વે માફક બંનેની આંખમાં શ્રાવણ ભાદરવો વરશતો હતો.

રાજાએ હુકમ આપ્યો તે સાંભળી તમામ પટાવતો તેમજ મસુદીઓ અને રૈયતો શોકમાં ગમગીન થઈ ગયાં કે આ વખતે રાયસીંગજી બચવા ઘણા મુશ્કેલ છે, આવી રીતે અરસપરસ વાતો

કરે છે. તમામ કચેરી બરખાસ્ત થઈ રહ્યા પછી ધાંયજાએ પાદશાહને કહ્યું કે કો સાહેબજી હવે રાયસીંગજી બચશે. જુઓ વણુ વિંધ્યાં મોતી તેમજ ફુલ રાક્ષસોના આશ્રમ શીવાય બીજે કોઈ ઠેકાણે મળેજ નહિ. માસ એક પછી લુતે મ્હોડે પાછો આવશે. એટલે તેને ગરદન મારી. તેની સ્ત્રી આપણા તાબે કરી લઇશું. એમ કહી ધાંયજો હસતો હસતો ઘરે ગયો. રાયસીંગજીનું મુખ ઉતરી જવાથી તેમ ઘોડીને નચાવતા કુદાવતા નહિ આવવાથી બંને ચાકરો વિચારમાં ગરક થઈ ગયા, ને માંહોમાંહે કહેવા લાગ્યા કે આજે આપણા દરબાર ઉપર મ્હોટી આફ્ત આવી જણાય છે. એમ કહી દોડતા રાજા સામે ગયા. તે જોઇ રાજા ઘોડીથી હેઠા ઉતર્યા. એટલે તેઓએ ઘોડી દોરી લેઇ ઘોડાશારની પાયગામાં બાંધી, અને ત્રણેજણુ ઘરમાં ગયા, આ વખતે રાજાનું ઊતરી ગએલું મુખ જોઇ બંને નોકરો કહેવા લાગ્યા સાહેબજી આજે આપનો ચેહેરો અમારા ધારવા તેમ માનવા પ્રમાણે ફીકો માલમ પડે છે, તે જોઇ આઓને દુઃખ થાય છે. માટે તેનું ખરૂં કારણ શું છે તે મેહેરબાની કરીને કહો.

રાજાએ જે વાત થયેલી તે વીસ્તારીને કહી આપી, આ સાંભળી બંને નોકરો કહેવા લાગ્યા કે તમારે કાંઇ પ્રકારની ચીંતા કરવી નહિ. અમો માસ એકની અંદર વણુ વિંધ્યાં મોતી અને અણુવિંધ્યાં ફુલ લાવી આપીશું. આપ સાહેબ ખુશીથી મોજશોખ કરો. એમ કહી ત્રણે જણુ જમ્યાં. જમીરહ્યા બાદ સૌ સૌના સ્થાનકે સુઈ ગયા. બીજે દીવસે બંને ચાકરો હથીઆરો ધરે મેલી તેયાર થયા. અને રાજા પાસે આવી સલામ કરી વીદેશે જવા માટે હુકમ માગી લીધો. ને વીદાય થયા. રસ્તામાં ચાલતા વીચારવા લાગ્યા કે આપણે આજ દીવસ સુધી કોઇ ઠેકાણે વણુવિંધ્યાં મોતી તેમ ફુલ નજરે જોયાં નથી તેમ તેનું નામ પણુ સાંભળવામાં આવ્યું નથી, તો આપણા રાજાએ કયાંથી દીઠાં સાંભળ્યાં હોય. લેકીન પાદશાહે પણુ દીઠાં સાંભળ્યાં નહિ હોય, હશે ખેર. ચાલો દરીઆ કીનારે જઇએ ત્યાં મહોટા મહોટા જાનવરોનાં હાડકાં તરેહ તરેહ-

રંગનાં હશે. અગર તેની આંખો તરેહ રંગની હશે. તે લાવીને પાદશાહને આપી દેઈશું. એટલે આપણા રાજાને હરકત આવશે નહીં એમ કહી મહા દરીયા તરફ ગયા.

થોડાક દીવસમાં મહા દરીયા કીનારે આવ્યા ને ત્યાં તેઓ ફરવા લાગ્યાં ફરતાં ફરતાં નાગદેવતાની દ્રષ્ટીએ એક શહેર પડયું. આ શહેરનો દેખાવ ઘણોજ સુશોભીત છેટેથી જોવામાં આવ્યો. એટલુંજ નહી પણ તે શેહેરની ઈમારતો ઉપર નળીયાં સોના રૂપાની ધાતુઓનાં દીઠામાં આવ્યાં. આ જોઈ નાગે કહ્યું કે હે દેડક ભાઈ ચાલો આપણે ત્યાં જઇએ. દેડકે કહ્યું કે નારે ભાઈ આપણને અહીં આવ્યાં લગભગ આશરે પંદર દીવસ થયાં જો ત્યાં જઇએ અને આપણે ત્યાં ફસાઈ પડીએ તો આપણા રાજાની મુદત પુરી થઈ જાય. અને આથી આપણા રાજાને દુઃખ પડે. આપણો કરેલો ઉપકાર વ્યર્થ જાય ગુણ પાછળ અવગુણ કર્યા જેવું થાય. આ પ્રમાણે દેડકાએ કહ્યું, પરંતુ નાગે માન્યું નહીં. છેવટે બંનેજણ તે શહેર જોવા ગયા. આ શહેરની અંદર જતાં સોના રૂપાની ધાતુ તેમજ હીરા માણેક વિગેરે ઝવેરાતના ઢગલે ઢગલા પડેલા દીઠા. પણ તે શહેરમાં માણસ માત્ર દેખવામાં આવ્યુંજ નહીં. આ બનાવ જોઈ બંનેજણ વીચારમાં લીન થઈ ગયા. ને માંહોમાંહે કહેવા લાગ્યાં કે જુઓને ઈશ્વરની કુદરતી કેવી છે કે આવા સુશોભીત શહેરમાં પ્રાણીમાત્ર નથી. તે નાગ તથા દેડકો તમામ જોતાં જોતાં જતા હતા તેવામાં એક રસ્તામાં એક મીણાકારી જડીત્ર સાત માળનો મેહેલ નજરે પડયો. આ જોઈ નાગે કહ્યું કે આખું શહેર જોઈ કાઢયું પરંતુ આવો મહેલ કોઈ ઠેકાણે જોયો નહોતો. વાહ શું કામ કરેલું છે. આતે કોઈ દૈવે બનાવ્યું હશે. કે માણસે બનાવ્યું હશે. દેડકભાઈ ચાલો આ મહેલ જોવા જઇએ. જે બનવાનું હશે તે બનશે એમ કહી બંને મેહેલ ઉપર ચઢયાં. એક માળ જોયો તેમાં સોના રૂપાની ધાતુ પડેલી હતી, તે જોઈ બીજા માળે ચઢયાં ત્યાં ફકત હીરા માણેક વીગેરે ઝવેરાતના ઢગલે ઢગલા પડેલા દીઠા, તે જોઇ ત્રીજે માળ ચઢયાં ત્યાં એક નવાઇ જેવું અજાએબ કૌતક દીઠું, એક સ્ત્રીનું ધડ ધરતી ઉ-

પર પડેલું હતું. અને તેનું માથુ વેણી કેશથી ઊંચે લટકાવેલું હતું. આ બનાવ જોઈ બંનેજણા ઘણાજ વીચારમાં પડ્યા. તેની સાથે તર્ક બાંધવા લાગ્યા કે અહીં કોઈ પણ મનુષ્યનો વાસ હોવો જોઈએ. આજે આપણે અહીંજ વાસો રહેવાનો છે. આ જોયા શીવાય આપણા દીલનો સંશય મટવાનો નથી. એમ કહી બંને જણ તે મેહેલાતના ગોખમાં છુપકીથી ભરાઈ બેઠાં. ત્યાં અરધી રાત્રીનો સમય થયો. તેવોજ એક રાક્ષસ ઘણો વીકરાળ ધબકારા મારતો આવ્યો. આવીને તે સ્ત્રીનું મસ્તક છોડી તેના ઉપર પડેલ ધડ મેલી એક હાથમાં પાણી લેઈ છાંટવા લાગ્યો. એટલે માથું ચોટી ગયું. છેવટે તેને સપાટાબંધ એક સોટી મારી જેથી સ્ત્રીએ એકદમ ચીસ પાડી. રાક્ષસ તેની બાંય પકડી નીચે બેસારી તેના ખોળામાં મસ્તક મેલીને સુતો. થોડીકવારે ઊઠી તે રાક્ષસ એક બાજુએ જઈ સુઈ રહ્યો. અને સ્ત્રી ત્યાંજ સુઈ ગઈ. પ્રાતઃકાળે સ્ત્રીને જાગ્રત કરી માથું છેદી તેનાં તમામ શરીરનો ભાગ નીચે રાખી માથું ઊંચે બાંધી ચાલતો થયો. આ તમાસો આવેલ બંનેજણે જોયો. ને તેઓ ચકીત થયાં. નાગે કહ્યું કે આપણે આ સ્ત્રીને સજીવન કરવી ને પુછવું કે તે કોણ છે. એવો વીચાર કરી બંનેજણે ત્યાં શીપાઇઓનો વેશ ધારણ કર્યો. નાગે ઊંચેથી માથું છોડયું દેડકે તે ઉપર ધડ મેલી કુંપામાંથી જળ લેઇ છાંટયું એટલે મસ્તક ચોટી ગયું. તેવીજ નાગે સોટી લગાવી દીધી. જેથી સ્ત્રી રોવા લાગી. થોડીવારે કહેવા લાગી કે હે મનુષાઅવતાર આ રાક્ષસ દ્વારમાં તમે ક્યાંથી આવેલછો ને જ્યાંથી આવ્યાંછેઃ. ત્યાંજ ચાલ્યા જાઓ. તમારી કોમળ કાયા દેખી મુને હર્ષની સાથ દયા ઉત્પન થાય છે. માટે મારૂં કહ્યું માની તમારે રસ્તે પધારો નહીંતર રાક્ષસ એકદમ આવી તમારો ભક્ષ કરી જશે. વળી કહેશો જે જણાવ્યું નહીં.

આ સાંભળી બંનેજણ કહેવા લાગ્યા કે તમારૂં નામ શું ને અહીં તમોને લટકાવી જાયછે તે કોણ છે. ખરેખરી હકીકત કહો. તમારૂં દુઃખ નીવારણ કરવા સારૂં અમો આવ્યા છીએ માટે જલદીથી કહો. આ સાંભળી સ્ત્રી કહેવા લાગી કે મારૂં નામ નીલમપરી છે હું આ-

કાશ મારગે મારી બહેનપણીને મળવા જતી હતી તેવામાં આ રાક્ષસે મુને અધરથી પકડી લીધેલ છે હું હજી કુંવારીછું મારે છ માસનું નીમછે તેને પાંચ માસતો થઈ ગયા. હું છઠો માસ બેસતાં આ મારા કોમળ દેહનો ત્યાગ કરીશ. હવે તમો કોણછો ને શા કારણથી પધાર્યાછો તે મેહેરબાની કરીને કહો. ત્યારે બંને જણ કહેવા લાગ્યાં કે અમો એક રાજાના નોકર છીએ અમારા રાજા એક પાદશાહને ત્યાં નોકર છે. તે પાદશાહને મસ્તકમાં રોગ થવાથી વણવિંધ્યાં ફુલ અને વણવિંધ્યાં મોતી જોઇએ છીએ. તેની શોધ માટે અમો બંને નીકળેલાં છીએ. ફરતાં ફરતાં અહીં આવી પોહોંચ્યાં અને આપનાં દર્શન થયા. જેથી અમો ઘણા ખુશી થયા છીએ. અમારો રાજા તમારી ગ્નાતીની બે સ્ત્રીઓ પરણેલ છે. ત્યારે સ્ત્રીએ કહ્યું કે મુને આ કષ્ટમાંથી મુક્ત કરો તો હું પણ તમારા રાજા સાથે વરૂં આ મારો કોલ છે એમ કહી વચન આપ્યું તેની સાથે કહેવા લાગી કે તમે જે કામે આવ્યાછો તે ચીજ તમોને શોધ કરવાથી મળશે નહીં કારણ કે તે ચીજ મળવી ઘણીજ મુશ્કેલ છે પરંતુ આ મારૂં મસ્તક કાપી ઊંચે લટકાવશો તે વખતે મારા મસ્તકનું રૂધીર ભોંય ઉપર પડશે. તેનાં ફુલ થાયછે. ને તેજ રૂધીર અહીંથી ચાલી પાસેના એક ખાળીઆમાં જાયછે તેમાં મોતી થાયછે આ વખતે પણ પડ્યાં હશે તમારે જોઇતાં હોય તો લેઈ લો. આ સાંભળી બંને જણે મોતી તેમજ ફુલ લેઈ લીધાં. પછી સ્ત્રીને કહેવા લાગ્યાં કે આપણે અહીંથી ત્રણેને શી રીતે નીકળવું તેની યુક્તિ અમે શોધી કાઢીછે. આજ રાત્રે તે રાક્ષસ આવી તમોને સજીવન કરે ને મસ્તક તમારા ખોળામાં નાંખી નીંદ્રાવશ થાય ત્યારે તમો સ્ત્રી ચરીત્ર કરજો. ને રૂદન કરવા મંડી જજો તે જોઇ તમને કહેશે કે હે સ્ત્રી તું આજે શા કારણથી રૂએ છે ત્યારે તમારે કહેવું કે હે પ્રાણવલ્લભ તમો આવી રીતે મારૂં મસ્તક છેદી વનમાં જતા રહોછો અને ત્યાં કોઈ હરામખોર આવે ને તમોને ત્યાં મારી નાંખે તો મારી અહીં શી વલે થાય. ત્યારે તે કહેશે કે હે સ્ત્રી આ જગતમાં મને કોઈ મારી શકે તેમ નથી તે ઉપરથી તમારે કહેવું કે સ્વામીનાથ તે વાત ખરી છે.

પરંતુ ઇશ્વરે જેને છાંયારૂપી દેહ આપેલી છે. તે દેહ એક દીવસ પડ્યા વગર રહેજ નહી. તેવું કહેશો એટલે તે તેના મરણની હકીકત કહી આપશે ત્યાર બાદ આપણે તેને મારીને ચાલી નીકળશું આવી રીતે હર્ષથી વાતચીત કરી સ્ત્રીનું માથું કાપી નાંખી પુર્વે માફક ઊંચે લટકાવી છુપકીથી પુર્વના ગોખમાં સંતાઇ ગયા. તેજ દીવસે અરધી રાત્રીએ રાક્ષસ આવ્યો ને પુર્વે માફક સ્ત્રીના ખોળામાં પોતાનું મસ્તક મેલી નીંદ્રાવશ થયો તે વખતે સ્ત્રી રૂદન કરવા લાગી. રાક્ષસે કહ્યું કે હે સ્ત્રી તમે કોઇ દીવસ રૂદન કરતાં નહીં. ને આજે રૂદન કરોછો તેનું શું કારણ છે. સ્ત્રીએ કહ્યું કે સ્વામીનાથ આજે મુને બહુ ફીકર થઈછે તેનું કારણ કે મારૂં માથું કાપી આપ વનમાં પધારોછો. ત્યાં કોઈ દુશ્મનો આવી તમોને મારી નાંખે તો મારી અહીં શી વલે થાય. તેટલા માટે હું આજે રૂદન કરૂંછું.

આ સાંભળી રાક્ષસ બોલ્યો કે હે સ્ત્રી જગતને વીશે મુને કોઈ મારનાર નથી ત્યારે સ્ત્રીએ કહ્યું કે ઇશ્વરે જેને છાયારૂપી દેહ આપ્યોછે તેનો દેહ એક દીવસ પડ્યા વિના રહેનાર નથી. ત્યારે રાક્ષસે કહ્યું કે હે સ્ત્રી તે બધુ ખરૂં પરંતુ મારૂં મૃત્યુ તેવા પ્રકારે નથી આપણા આ મહેલના સાતમા માળ ઉપર એક ઉડણ ખાટલી છે. તેના ચાર પૈયામાં અકેક લાડવો ગોઠવી મુકેલ છે. તે લાડવો ભાંગે તોજ મારૂં મૃત્યુક થાય તે વિના થાય નહિ. આપણા મહેલમાં કોઇ આવી શકે તેમ નથી. એમ કહી બંને જણ પોતપોતાના સ્થાનકે સુઈ ગયા. બીજે દીવસે નાગભાઇ તથા દેડકભાઈએ તેને સજીવન કરીને પુછ્યું. સ્ત્રીએ રાક્ષસ સાથે જે વાતચીત કરી તેના જવાબમાં રાક્ષસે જે જવાબ આપ્યો તે સર્વે બીના બંને જણને કહી સંભળાવી જેથી તે બંને સાતમા માળ ઉપર ચઢયાં ને જલદીથી ખાટલીના ચાર પૈયામાંથી લાડવા બાંચી નાખવા લાગ્યાં. એક ભાંગ્યો ત્યાં રાક્ષસને કમકમાટીની સાથે જાણુ થયું તેનોજ ધાયો. બીજો ભાંગ્યો ત્યાં તેના બેઉ પગ તુટી પડ્યા એટલામાં ત્રીજો ભાગ્યો ત્યાં તે શહેરની લગભગમાં આવ્યો એમ કરતાં ચારે ભાંગી નાંખ્યા. એટલે પોતાના મહેલ

નજીક મરણ પામ્યો દેખી ત્રણે જણ ઘણાજ ખુશી થયા, રાક્ષસની ઉડણ ખાટલી નીચે ઉતારી તેમાં રાક્ષસનાં ઘણાં કીમતીદાર હથીઆરો નાંખી તેમજ તે ખાટલીમાં હીરા માણેક ઝવેરાત ભરી ત્રણે જણ ઉપર ચડી બેઠા, ને કહેવા લાગ્યાં કે, ઉડજે ઉડણ ખાટલી અમારે પુર્વ દીશા તરફ જવાનું છે. તો તું ઉડ ને જ્યાં રાયસીંગજી અમારો દરબાર છે ત્યાં લેઇ ચાલ. આવું કહેવાથી તે ખાટલી પૂર્વ દીશા તરફ ઉડવા લાગી. ને બે રોજમાં તે પાદશાહના શહેરમાં રાયસીંગજીની મહેલાતના ગોખમાં આવી પડી. નીચે રાયસીંગજી તથા રાણી હિંડોળાખાટે હીંચતા હતા. તેવામાં ઉડણ ખાટલીના ગાજથી રાજા ચમકીને કહેવા લાગ્યો હે સ્ત્રી આપણા મેડા ઉપર કોણ છે. તે સાંભળી સ્ત્રી ખબર કાઢવા ગઈ, જુવેછે તો પોતાના બંને સીપાઇઓ તથા એક અતીસુંદર રૂપવંતી સ્ત્રી દીઠી. તેથી એકદમ હેઠે ઉતરી આવીને હર્ષીત થઇ રાજાને કહેવા લાગી કે,—

સ્વામીનાથ વણ વીંધ્યાં મોતી તથા પુલ લેઈ આપણા ચાકરો આવ્યાછે વળી એક કાંત્તીવાન તેમની સાથે સ્ત્રી છે. તેમજ એક પલંગમાં કરોડો રૂપીઆનો માલ લેઇ તેઓ આવેલ છે. આવું સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. ને વીચાર કરવા લાગ્યો કે આ આકાશ માર્ગથી શી રીતે આવ્યા હશે. તેવામાં બંને નોકરો તથા સ્ત્રી નીચે આવી સલામ કરવા લાગ્યાં. રાજાએ કહ્યું કેમ ભાઇ તમો વણ વિંધ્યાં મોતી તથા વણ વિંધ્યાં પુલ લાવ્યા. બંને જણે કહ્યું કે હુકમ મુજબ લાવ્યા છીએ. આ સાંભળી રાજા ઘણાજ ખુશી થયા, ને તેઓને ત્યાં સાબાશી આપી. વળી પુછયું કે આ સ્ત્રી કોણ છે. નોકરોએ કહ્યું કે આપ સાહેબનું નામ મોહોટું સાંભળી આ નીલમપરી આપને પરણવા આવેલ છે. તો અમારૂં વચન માન્ય રાખી ખુશીથી તેની સાથે વરો. આવું કહેવાથી રાજાએ ચોરી બંધાવી માંહરૂં કરી પરણી લીધી. અને જે માલ લાવ્યા હતા તે ત્રીજોરીમાં નાંખી પેક કર્યો. રાત્રે વાતો કરતાં કરતાં સર્વે નીંદ્રાવશ થઇ ગયાં. પ્રાતઃકાળે ઉઠી પોતાની ઘોડી ઉપર સામાન નંખાવી, સ્વાર થઈ મોતી તથા પુલ લેઇ પાદશાહ પાસે ચાલતા થયા ને કચેરીમાં જઈ પાદશાહના મુખ

આગળ મોતી તથા ફુલો હાજર કર્યાં આ જોઈ પાદશાહ ઘણોજ ખુશી થયો. ત્યાં રાયસીંગજીને કરોડો રૂપીયાનો શીરપાવ આપ્યો. તે લેઈ રાયસીંગજી રાજા ઘરે આવ્યા.

---

## પ્રકરણ ૧૦ મું.

શહેરમાં તેની બાહાદુરીના વખાણ થવા લાગ્યા. રાજા પાદશાહ, સાથે દરરોજ ચાર કલાક સોગઠાબાજી રમી મોજ શોખ માણતા હતા.

એક દીવસે પાદશાહના હજુરી હજામની સ્ત્રી રાયસીંગજીને ત્યાં એઠું જુઠું લેવા ગઇ તે વખતે હરણપરીએ તેને જમવાનું આપ્યું. નાયણ હરણપરીને કહેવા લાગી કે બાઈશ્રી હું દરરોજ આવતી ત્યારે આપ વીના બીજા કોઇને હું ઘરમાં દેખતી નહીં ને આજે આ બીજી સ્ત્રી કોણછે ? રાણીએ જવાબ આપ્યો કે તમારા રાજા ગઇ કાલે તેમને પરણી લાવ્યાછે. આવું સાંભળી નાયણ ઘણી ખુશી થઇ, ને કહેવા લાગી કે જો આપની મરજી હોયતો તેમને નવરાવા સારૂ કાલે આવું. રાણીએ કહ્યું ભલે આવજે આ સાંભળી નાયણ હર્ષીત થઈ પોતાના ઘેર આવી તે વખતે તેનો સ્વામી કોઇ બુઢાની હજામત કરતો હતો.

નાયણ એકદમ ઘરમાં જઈ હાથમાં લાકડાનું એક ડંગોરૂં લઈ બહાર આવીને આંખો મીચી હજામને દેવા લાગી ને કહેવા લાગી કે મેર પીટયા તારા પાદશાહની નવાણું બેગમોને નવરાવી નવરાવીને મને માથામાં ધોળા પળી આવી ગયા, પરંતુ ગધાડી બેગમે એક બદામ પણ આપી નહીં ને તું પાદશાહની હજામત કરતાં કરતાં ઘરડો થયો તોપણ હજુ સુધી ઘરમાં હાંલ્લાં રડારોલ તેમજ ઘટી ઘાંગાણા કરે તેવુંછે દેખ દેખ આજે હું રાયસીંગજીના ઘેર ગઈ હતી ત્યાંથી કેવી મજેની બત્રીશ જાતની રસોઇ લાવીછું. પ્રથમ સોનામોહર આપેલી તેના આટલા બધા રૂપીઆ વાણીઆએ મને આપ્યા છે. વળી કહેવા લાગી કે મેર મુવા તને કાંઇ શરમ આવતી નથી કે તારી પાછળ છોકરા શું ખાશે તેની તો આજ દીન સુધી હજુ કાંઇ ગોઠવણ થએલ નથી વળી સાંભળ, રાયસીંગજી ગઇ કાલે બીજી

સ્ત્રી પરણી લાવ્યાછે તેને નાહાવું છે તો કાલે નવરાવા જઇશ તો કોણ જાણે શુંએ આપશે. એમ કહી ફુલાઇ ડંગોરૂ પોતાના ધણી ઉપર જોરથી ચલાવ્યું જેથી ધણી બીચારો હજામત પડી મેલી પોબારા ગણી ગયો.

હજામ પાદશાહ પાસે જઇ કેહેવા લાગ્યો કે સાહેબજી મારે આપને ઘણા દીવસ થયા એક અરજ કરવાની હતી. તે કેહેવા માટે આજે આવેલોછું જો સાંભળવા મરજી હોયતો કહું, પાદશાહે કહ્યું કે ભલે ખુશીથી કહે અધીરા થએલા, અદકપાંશલીઆના પેટમાં વાત નહીં રહેવાથી કેહેવા લાગ્યો કે સાહેબજી આજે હુ રાયસીંગજીના દરબારમાં ગયો હતો. આજ સુધી તો મેં મારી સ્ત્રીના કેહેવા પ્રમાણે આપને વાત કરેલી પરંતુ આજ તો હુ મારી નજરે જોઈ આવ્યોછું ને જે હકીકત છે તે કસમખાઇને સાચે સાચી કહુંછું.

રાયસીંગજી ચાર પાંચ દીવસ થયા એક સ્ત્રી પરણી લાવેલ છે તેના પગનીપાની તમારી નવાણું બેગમોના મોઢાથી સરસ છે આથી પાદશાહને ગુસ્સો ચઢયો ને કેહેવા લાગ્યો કે હે નાઇ કોઈની વગર ગુન્હે સ્ત્રી શીરીતે તાબે કરી શકાય. તુ જેટલા વાના માગેછે તેટલા તરતજ લાવી આપેછે તો હવે શું કરવું તેનું મને તારા કહેવાથી ઘણું થાયછે. પરંતુ વગર વાંકે કોઈને દંડવાનો અમો ક્ષત્રીઓનો ધર્મ નથી.

ત્યારે નાઇએ કહ્યું કે સાહેબજી આજે એવી યુક્તી કરૂછું કે મારા હાથથી તેને બાળી મુકુ પછે બને સ્ત્રીઓ તમારા તાબે કરજો. આજે જયારે કચેરી ભરાય ત્યારે તમારે મને કહેવું કે હે નાઈ મારે રાજછે પાટ છે છોકરાછે છૈયાછે તેમજ સ્ત્રીઓછે પરંતુ મારી મા તથા પીતા ખુદાને ત્યાં શું કરતા હશે તેની ખબર કોણ લાવે ત્યારે હું કહીશ કે અતડામાં અતડું કામ કરવાની શરતે જે બંધાએલ હોય તે લાવે એવું સાંભળી તમે તરતજ હુકમ આપી દેજો કે હે રાયસીંગજી. મારી માતુશ્રી તથા પીતાશ્રી ખુદાને ત્યાં કેવા સુખીછે તેની આજને આજ ખબર લાવી આપો નહીં તો હું તમને ગરદન મારીશ. આ સાંભળી પાદશાહ ઘણો ખુશી થયો ને તેજ વખતે કચેરી ભરવાનો હુકમ કર્યો.

કચેરીના માણસો તમામ એકઠા થયા તે વખતે પાદશાહે નાઇને કહ્યું કે અરે નાઇ મારે રાજછે પાટછે દીકરાછે દોલતછે. તેમજ સ્ત્રીઓછે. પરંતુ મારા માતુશ્રી તથા પીતાશ્રી ખુદાને ત્યાં શું કરતા હશે તેની ખબર કોણ લાવે. ત્યારે નાઇએ કહ્યું સાહેબ બીજું કોણ લાવે જે અતડામાં અતડું કામ કરવાની શરતે રહ્યો હોય તે લાવે.

પાદશાહે તરત હુકમ આપ્યો કે હે રાયસીંગજી આજને આજ મારાં માતુશ્રી તથા પીતાશ્રીની ખબર નહી લાવો તો આવતી કાલે તમોને ગરદન મારીશ. આ સાંભળી રાયસીંગજીના ગમેગમ તુટી પડ્યાં ને મરવા જેવો થઇ ગયો. થોડીવારે ત્યાંથી આ હુકમ મસ્તકે ચડાવી ઊદાશ થઈ પોતાને ઘેર ગયો.

બંને નોકરો રાયસીંગજીના મુકામની દોઢીએ બેઠાં હતાં. રાજાનું ઉતરી ગએલું મુખ જોઈ પુછવા લાગ્યા કે સાહેબજી આજે કાંઈ ઊદાશ થએલા લાગોછો ત્યારે રાજાએ કહ્યું હા ભાઈ આજે હું આ દેહનો ત્યાગ કરવાનોછું. કારણકે આપણા પાડોશી હજામ કરીમબક્ષના કહેવાથી પાદશાહે પોતાના મરી ગએલ માત પીતાની ખબર આવતી કાલે લાવવાનો હુકમ આપ્યો છે જો કાલે ખબર ન અપાય તો ગરદન મારીશ તેમ કહ્યું છે. જેથી આ વખતે બચવું મુશ્કેલ છે. તે માટે હું ઉદાશછું.

આ સાંભળી બંને નોકરો શોકમાં ગમગીન થઈ વીચાર કરીને કહેવા લાગ્યાં કે તમે સત્વર પાદશાહ પાસે જાવો જઇને કહો કે હું તમારા માત પીતાની ખબર લેવા જનાર નથી કારણ કે તે કામ ઘણુંજ નીચા દરજ્જાનુંછે. તેનું કામ મારી વતી મારા નોકર કરશે. જો પાદશાહ અમોને મોકલવાનું કહે તો કોઈ જાતની હરકત આવવાની નથી. જેથી રાજા તેજ ઘોડે પાછો સ્વાર થઈ પાદશાહ પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે સાહેબજી હું તમારા માત પીતાની ખબર લેવા જનાર નથી કારણ કે તે નીચા દરજાનું કામ છે આ કાંઈ મોટું કામ નથી પરંતુ આપ મોટું ધારતા હોતો આપના ફરમાન મુજબ મારી વતી મારા નોકરો પણ ખબર લાવી આપશે.

આ વખતે નાઈ પાદશાહ પાસે બેઠો હતો તે બોલી ઉઠ્યો

ક ભલે તેના નોકરોને ખબર કાઢવા મોકલો તે આવતી કાલે ખબર લઇ નહિ આવે તો રાયસીંગજીને ગરદન મારજો જેથી પાદશાહે હા પાડી ને નાઇના કહેવા પ્રમાણે હુકમ આપ્યો કે તમારા ચાકરોને મશાણભુમીમાં હાજર કરો, તેવું કહેવાથી રાયસીંગજી ઘેર આવ્યા ને થએલી હકીકત પોતાના બંને ચાકરોને કહી સંભળાવી તેની સાથે કહ્યું કે નાઇ કરીમબક્ષને મશાણભુમીમાં કાષ્ટ લઇ પાદશાહે જવાનો હુકમ કર્યો છે માટે મારા દુઃખમાં ભાગ કરી તૈયાર થઇ સત્વર મશાણભુમીમાં જેને જવું હોય તે જાઓ.

રાજાનું આવું બોલવું સાંભળી નાગે કહ્યું કે દેડકભાઇ આમાં તમારૂં કામ નથી તમે ઘેર રહી આપણા રાજાની બનતી બરદાશ કરજો ને હું જાઉછું એમ કહી ઘરમાંથી બહાર નીકળી નાઇ પાસે ગયો નાઈએ આ માણશને દેખી ગાળો દેવા માંડી કે તારા બાપનું અહીં શું દાટ્યુંછે કે તું હાથે કરીને વગર મોતે મરવા આવે છે. નાગ તો વગર બોલ્યો તેની પાછળ પાછળ ચાલ્યો, મશાણભુમીમાં જઈ તેને સુવાડી તેના ઉપર છાણા ખડકી નાઈ વિચારવા લાગ્યો કે અરે અગ્ની તો હું લાવ્યો નથી એમ વીચારી દોડતો દોડતો અગ્ની લેવા ગયો તેવામાં જેના ઉપર છાણા ખડકેલા હતા તે અસલ રૂપ ધારણ કરી નાગ થઈ ખડકેલી ચેમાંથી બહાર નીકળી ગયો અને નાઇને દોડતો આવતો દેખી તમાસો જોવા ત્યાંથી થોડે દુર બેઠો. નાઈએ નાગ દીઠો કે તુરતજ લાકડીથી ઉપાડી દુર ફેંકી દીધો તેવોજ સીપાઇરૂપે બની શહેરમાં રાજા રાયસીંગજી પાસે આવ્યો.

કરીમબક્ષે ચે સળગાવી મુકી ને હર્ષ પામવા લાગ્યો તેની સાથે વીવીધ પ્રકારના તુરંગ કરવા લાગ્યો કે હવે રાયસીંગજીનું માણસ આવશે નહિ ને તે બચી શકશે નહિ. ઠીક ટાઢા પાણીએ ખસ કાઢી નાંખી એવી રીતના તુરંગમાં તમામ સળગાવી ઉપર ટાઢી છાંટી માથે ઘડો મુકી બીજે દીવસે પાદશાહના મુકામે આવી કહેવા લાગ્યો કે સાહેબજી ઠીક આજ મેં ઘાટ ઘડી નાખ્યો છે હવે રાયસીંગજીનું માણસ આવશે નહિ તેમ રાયસીંગજી બચી શકશે નહીં. વાયદા મુજબ આવતી કાલે ખબર લઈ નહીં આવે તો તમો રાયસીંગજીને

ગરદન મારશો એટલે હું તેની ઓઓ આપ હજુર લાવી આપીશ. આવી રીતે બંને જણુ ખુશી થાયછે ત્યાં સંધ્યાકાળ થવા આવવાથી તરતજ રાયસીંગજીને ત્યાં સીપાઇઓ મોકલ્યા ને ખબર આપ્યા કે જે તમારૂં માણુસ ખબર કાઢવા ગએલ હતું તેને તેડી પાદશાહ બોલાવે છે.

રાયસીંગજી કહાવ્યું કે મારૂં માણસ હમણાજ આવ્યું છે તેને થાક ઘણોજ લાગેલ છે, વળી તે કહેછે કે હું પાદશાહના માતપીતાની ખબર કાઢવા ગયો હતો તો માન સહીત આવીશ તેવું કહેછે. તો પાદશાહને કહે કે એક મીયાનો મોકલે મીયાનો આવેથી તે આવશે.

આવું સાંભળી સીપાઈઓ પાછા આવી પાદશાહને કહેવા લાગ્યા કે રાયસીંગજીએ તેના ચાકર વાસ્તે મીયાનો મંગાવેલ છે, આ સાંભળી પાદશાહે મીયાનો સત્વર મોકલી આપ્યો જેથી તે મીયાનામાં બેસી રાયસીંગજી સહીત પાદશાહની હજુરમાં આવ્યો.

આ અજાએબ વાત સાંભળી તમામ રૈયત તેને જોવા સારૂં મળી, પાદશાહે દરબાર ભર્યો તેમાં માણુસોની એટલી ઠઠ મળી કે એક કીડીને પણુ રહેવા જેટલી જગ્યા ખાલી રહી નહિ. પાદશાહે કહ્યું કે બોલ નાઈ રાયસીંગજીનો આ નોકર મારા માતા પીતાની ખબર લેવા ગયો હતો તેજકે. નાઇએ તેના સામું જોઇને કહ્યું કે, હા સાહેબ આ સાંભળી તમામ કચેરીમાં ભેગા થએલા માણુસો ઘણુંજ આશ્ચર્ય પામ્યા. પાદશાહે તે માણુસને ખુરશી આપી પોતાના માતપીતાની ખબર પુછવા માંડી, હે રાયસીંગજીના નોકર બોલ તેઓ ખુદાની હજુરમાં શું કરે છે.

ત્યારે તે કહેવા લાગ્યો કે તેના હું શું વખાણુ કરૂં તેમને ત્યાં રાજછે, પાટછે, દીકરા છે, દોલત છે, તેમજ સર્વ વાતે સુખી છે. પરંતુ તેમણે મને કહ્યુંછે કે, મેરા બેટેકુ કહેના કેઇબર મેરી ખીજમત બહોત બધ ગઈહે સો દો હજામકું જલદી ભેજે. હવે મોકલો ન મોકલો તો તમે જાણો.

આ સાંભળી પાદશાહે તેજ વખત હુકમ કર્યો કે હે નાઈ કરીમબક્ષ તું અને તારો દીકરો અલીબક્ષ બંનેજણુ ઘણુાજ હુશીઆર

છો તો આજને આજ જાઓ. અરે રાયસીંગજી જલદી જાઓ ને આ બંને બાપ દીકરાને જલદી મારા માતા પીતા પાસે મોકલી આપો.

રાયસીંગજીએ તે હુકમ મસ્તકે ચઢાવી લીધો ને તેજ વખતે મશાણભુમીકામાં છાણા લાકડા મોકલાવી દીધા અને બંને નાઇઓને પકડી લઈ ચાલ્યા. મશાણભુમીમાં આવી તેઓને સુવાડી અગ્નીદાહ આપી દીધો. તેને બે ચાર રોજ થયા. પરંતુ તે હજામ પાછો આવ્યો નહિ જેથી પાદશાહે રાયસીંગજીને પુછ્યુ, કે હજુ સુધી કેમ પેલા હજામ નહિ આવ્યા હોય.

રાયસીંગજીએ કહ્યું કે સાહેબજી આપના રાજ્યમાં તો શું પણ મારા નોકરના કહેવાથી હું કહું છું કે તમારા પીતાશ્રીના રાજ જેવું બીજે કોઈ રાજ્ય નથી તેમજ તેવું સુખ બીજે કોઇપણ ઠેકાણે નહિ હોય તો એવું સુખ મુકી અહિં પાછા આવે એવો સંભવ રહેતો નથી.

પાદશાહે કહ્યું કે અરે રાયસીંગજી તે પાછા અહિ શી રીતે આવે રાયસીંગજીએ કહ્યું કે તેની સ્ત્રીને તેડવા મોકલો તો આવે પાદશાહે તરત હુકમ કર્યો કે જલદી તેને મારી પાસે બોલાવી લાવો તેવાજ સીપાઈઓ છુટી હાથ પકડી પાદશાહ પાસે હાજર કરી. પાદશાહે કહ્યું કે દેખ હજામડી તેરા મરદ તેમજ લડકે નીમકહરામ હે, મેં અબી તલક ઉનકુ બહોત ખીલાયા ને બેટા માફીક રખા, દેખ અબી દગો દેકર ચલ ગયા. વાકુ તું ઇધર જાકે જલદી બુલા લાવ તુંબી ઊતાં રહેગી તો મૈ તેરા બુરા હાલ કરૈગા યાદ રખના. એમ કહી તેને રાયસીંગજીને ત્યાં મોકલવા સોંપી જેથી તેને મશાણભુમીમાં લઇ જઇ બાળી દીધી.

રાયસીંગજીના ઘર પાસે તેઓ રહેતા હતા તેથી તેના ઘરમાંથી પોતાની રાણીઓનો આપેલ પૈસો લઈ આવી રાયસીંગજીએ ઘર ભેગો કર્યો. હજામડીને બેચાર રોજ થયા ત્યારે રાયસીંગજીને .પાદશાહે પુછ્યું કે કેમ રાયસીંગજી હજુ સુધી નાઈ ઓર નાયણ આવ્યા નહીં ! ત્યારે રાયસીંગજીએ કહ્યું કે ત્યાં જેવું સુખ આપણા રાજમાં નથી જેથી તે નાયણને પણ ત્યાંજ રાખી દીધી હશે. આપ સાહેબને વાસ્તે આપણા તાબાના ગામમાંથી એક બે હુશીઆર નાઈ-

ઓને બોલાવેલ છે તે આવી હાજર થએલ છે જેથી પાદશાહે તેની પાસે હજામત કરાવી.

ઘણાક દીવસે હજામ તથા હજામડીનો વીસારો પડી ગયો. રાયસીંગજી આગળની માફક સોગઠાંબાજી રમી ગમતમાં દીવસ ગુજારવા લાગ્યા. આ વખતે રાયસીંગજીને તેમજ તેના નોકરોને પાદશાહે ઘણો શીરપાવ આપ્યો રાજા રાયસીંગજી ઉપર પાદશાહનો અત્યંત પ્યાર હોવાથી ઘડીભર પોતાની પાસેથી વેગળો જવા દેતા નથી. એવી રીતે દીનપ્રતીદીન પ્રીતીમાં વધારો થતો ગયો એક દીવસે રાજા પાદશાહ સાથે સોગઠાંબાજી રમી ઘરે આવ્યો. ને જમવા બેઠા જમતાં જમતાં હરણપરીએ કહ્યું કે હે રાજા હવે આપણી પાસે ઘણો પૈસો છે તમારા માતુ પીતા તેમજ તમારો દેશ જોવાનો અમો બંને સ્રીને ઘણોજ હર્ષ થાયછે. હવે પાદશાહ પાસે રજા લેઈ આપણા સ્વદેશ જઈએ તો ઘણું સારૂં. રાજાએ કહ્યું કે ઠીક આજે આપણા સ્વદેશ જવા માટે પાદશાહ પાસે અરજ કરીશ. જમી રહી બહાર આવ્યા. બાદ પેલા બે નોકરો કહેવા લાગ્યા કે સાહેબજી આપણો સ્વદેશ છોડ્યાં અમોને તેમજ તમોને ઘણાં વર્ષ થયાં. તેમજ માતુશ્રી તથા પીતાશ્રીએ જેમ બને તેમ જલદી આપને તેડી લાવવાનું કહેલ છે તો હવે આપણા દેશ તરફ જઈએ તો ઘણું સારૂં પીતાશ્રી અમારા ઉપર ઘણાજ નારાજ થશે. અને અમોને નોકરીએથી દુર કરશે. આ વાંત સાંભળી રાજાએ કહ્યું તમારે કોઈ જાતની ફીકર રાખવી નહીં. હું આજે પાદશાહ પાસે જઈ બનતી મેહેનત લેઈ આપણા વીદેશે જવાની રજા માગી લેઈશ. તેમની અમારા ઉપર અપાર પ્રીતી છે. તો એકદમ રજા આપશે નહીં. એમ કહી વીચારમાં ગમગીન થયો. અને કહેવા લાગ્યો કે અમોને ઘર છોડે બાર વર્ષ પુરાં થઈ રહેવા આવ્યાં હજુ સુધી મેં મારા માયાળુ પીતા તથા માતુશ્રીની શેવામાં દીવસ કાઢયો નથી હજી મેં યાચકોને દાન આપ્યાં નથી. હજી મેં શાસ્ત્ર સાંભળવાનો લહાવો લીધો નથી તેમ મેં રાજપાટ નેક નીષ્ટાથી કરેલ નથી. મુને હવે ઘર તરફ જવાની ઘણી ઉમેદ થએછે. જ્યાં સુધી મારા માતુ પીતાની શેવા બ-

જાવવાને તત્પર થયો નથી ત્યાં સુધી આ મારૂં જીવવું વ્યર્થ છે. એમ કહી વીચારમાં ગમગીન થઈ એકદમ પાદશાહ પાસે ગયો. અને ત્યાં જઈ સોગઠાંબાજી રમવા લાગ્યો. આ વખતે રમતાં પાદશાહને ઘણા ખુશી કર્યા. જેથી પાદશાહને અત્યંત આનંદ પ્રાપ્ત થવાથી એકદમ પાદશાહે કહ્યું કેઃ—

હે રાયસીંગજી મારો પ્યાર તારા ઉપર અત્યંત વધી પડયોછે. તમે મુને ઘણાં કામમાં મુદત આપેલી છે. જેથી હું તમને કહુંછું કે આ વખતે જે કાંઈ તારે જોઈતું હોય તે ખુશીથી માગી લે. તેવું કહેવાથી રાયસીંગજીએ કહ્યું કે. સાહેબજી તમારા પ્રતાપથી મારી પાસે જે જોઈએ તે છે. પરંતુ મુને ઘરેથી નીકળ્યાં વર્ષ બાર થવા આવ્યાં. તો આ વખતે મારી આપસાહેબ પાસે એટલી દલીલછે કે, મને હવે ઘરે જવાની રજા ખુશીથી આપો. આ સાંભળી પાદશાહ વીચારમાં પડી ગયો. ને કહેવા લાગ્યો કે હે રાજા તમારે મારી પાસે જવાની વાત કહેવી નહોતી. આ વખતે મારા કાળજામાં બાણ ખુચાંછે. તમારા વીગર મુને ઘડીભર ચહેન પડતું નથી. પરંતુ મેંજ મુરખાઈ કરીને બંધાઇને પોતાના હાથેજ માગણી કરવા કબુલ કર્યું ભલે ખુશીથી જે દીવસ સારો હોય તે દીવસ જજો. લાવલશ્કર ઘોડા આદી જોઇતી સામગ્રી લેઇ જજો જરા કે અમારી પાસે માગતાં આંચકો ખાશો નહીં તેવું કહેવાથી રાજા રાયસીંગજીએ રજા માગીને ત્યાંથી પોતાનાં ઊતારે આવ્યો. થયેલ હકીકત પોતાની પ્રાણપીઆરી તથા બંને નોકરોને કહી સંભળાવી. જેથી તેઓ પણ ખુશી થયાં. ને જવાનો દીવસ મુકરર કરવા પંડીતોને તેડવા તેડું મોકલ્યું. તેવાજ જોશી પંડીતો આવી જવાનો દીવસ મુકરર કરી આપ્યો રાજા રાયસીંગજીએ જોઈતી સામગ્રી એકઠી કરી.

## પ્રકરણ ૧૧ મું.

જવાનો દીવસ નજીક આવ્યો. તે દીવસે પાદશાહે તેને એંશી હજાર ઘોડા,ઉત્તમ બેહજાર પાલખીઓ, એક હજાર,રથ, બસો હાથી, પોતાના પહેરવાના વસ્ત્રની બે જોડ કડાં, કુંડળ મણી ને હાર શીરપેચ સો-

નાની જનોઈ અને દુશાલા એવી જાતનો શીરપાવ આપ્યો. તેની સાથે આવેલ બીજા માણસોને ઈજત પ્રમાણે સર્વને પોશાક આપ્યો. અને પોતાનાં દરબારમાંથી વીદાય કર્યા. રાયસીંગજી રાજા સાથે હાથી ઘોડા અને રથ અને પ્યાદલ એવા ચાર અંગવાળી અપાર શેના ચાલી. પોશાકથી શજેલા હાથી, તથા ઘોડાઓનાં જુથ્થ ઉપર નીશાન શમેત ઘણા એક નગારા વાગેછે. તે જાણે ચોમાશાના મેઘનાં અજવાથી અકાશ તથા પૃથ્વી ગાજી ઊઠતાં હોયને. એવી રીતે પડછંદાના પ્રચંડ અવાજ ગાજેછે. વળી ધજા તથા પતાકા ફરકેછે. તે જાણે પચરંગી જરીના પડદા ઊડતા હોયને. એમ દીસેછે. જંજાળોનાં અવાજની સાથે શરણાઈઓ વાગેછે. અને ગંભીર અવાજથી ચોપદારની હાકલો થાયછે. પાખરથી શણુગારેલા પુષ્ટ ઘોડાં તથા હાથીઓ ચાલેછે. તેથી જાણે અઢાર અક્ષૌહણી શેના એકઠી મળી હોયને. ઊંચા પહાડ જેનાં અંગછે. મેઘનાં વાદળાંની કાંતી જેવી જેને ધારણ કરીછે. એવા શાજ સહીત એ રાવત હાથી સરખા હાથીઓનો જુથ્થ ચાલવા લાગ્યાં. વરશતા મેઘનાં વાદળાંની કાંતી જેવા શોભીતા જેઓ મદથી મસ્ત થઇ ગતી કરેછે. જેનાં મસ્તકમાં શીંદુરનાં ત્રીસુલ વીગેરે ચીત્રો શોભેછે. જરકશી ઝુલોથી જેનાં શરીર ઢંકાએલા છે. વળી પગમાં લંગર ઘશડાતા જાયછે. જેની ઠોકર વાગવાથી પર્વતો ઘશી પડેછે. પોતાની સુંઢ રૂપીદંડ મોંમાં લેઈને ડશી રહ્યાંછે જેના માથાની ઊંચાઇ જોઇને દુશ્મનો ડરેછે ઘણા એક ઘંટના અવાજ ગાજેછે. અને જેના ઉપર સોનાના જડીત શાજ નાખેલાછે, એવા તે હાથીઓ કદમ ભરવાની સાથ ગાજતાં ચાલેછે. જેનાં કુંભસ્થળ ઉપર મોતીનાં ઝુમખાદાર મોડ ઘણું સારા શોભેછે. મદનાં સુગંધના લીધે ભમરાઓ આસપાસ ગંજારવ કરી રહ્યાછે. જેનાં મોહોઢામાં ધોલા દાંત શોભી રહ્યાંછે. તે જાણે મેઘની કાળી ઘટામાં બગલાની પંક્તી બેઠી હોયને તેમ તે જણાય છે. તેમજ માથા ઉપર અંકુશ અને ભાલાં એવા ઓપેછે કે જાણે આકાશમાં વીજળી ચળકતી હોયને. કોતાર ધરનાર માવત જેમ જેમ વખાણ કરેછે. તેમ તેમ જમીન ઉપર ડગલાં ભરતા જાયછે. ને એક હાથી ઉપર રાયસીંગજી બીરાજમાન થયેલા છે. તે હાથીનું ચીંતામણ

એવું નામ રાખેલુંછે. તે ભદ્ર જાતીનો ઘણો શોભાયમાન છે. તેને હીરાએ જડીત સોનાનાં ઘરેણાંછે. વળી તેનાં ઉપર મેઘાડમર છત્ર ધારણ કરેલું છે. તેમજ ચોય તરફ ચમર ઢળી રહ્યાછે. તે ઉપર બીરાજમાન થયેલ રાજા એવા શોભેછે કે જાણે ઊદયાચળ માથે સુર્યનો ઊદય થયો હોયને વળી પાદશાહનાં આપેલ ઊમરાવો તેમજ કવીઓ પોતપોતાના હાથી ઉપર બેઠાછે. તે સમયે કેટલાક ભાટ લોકો જશ ગાયછે:

રાજા અને તેની ફોજનો દેખાવ એવો શોભેછે કે જાણે દેવતાઓની ફોજ સહીત ઇંદ્ર ચડયો હોયને. તુરકી ચાલથી ઘોડાઓનાં જુથ્થ ચાલ્યાં જાયછે. ફરકીને દોડવાથી હડફેટે આવતા હરણો વીગેરે પસુઓને પાડી નાંખેછે. ઘોડા માથે ઝળકતાં સાજ નાંખેલાછે. પોતાનો પડછાયો જોઈને ઊછળતાં આવેછે. લગામનો ઇશારો કરવાથી લટકતા ચાલેછે. તેમજ સટકતી વખતે પોતાના સ્વારની સંભાળ રાખેછે જેના જાત જાતનાં રંગીન અંગો ચમકી રહ્યાછે. જેઓ ફોજમાં ચલાવવાથી પોતાનાં અંગને અફળાવેછે. તે ઘોડાઓ એવા દોડેછે કે જાણે તીરબાજનું બાણ છુટયું હોયને. તે વખતે સાંગરેશનાં કાન જેવી કાન સુરીઓની છટા કરેછે. શેઢીનાં પીછાં જેવી ગુંથેલી કેશવાળીઓ ઢળકી રહીછે. તેમજ જેની છાતીઓ ઢાલ જેવી વીશાળ શોભી રહીછે. કાર્તીક સ્વામીનું વાહન જે મોર તેનાં ગળા જેવી જેના કાંધની આકૃતીઓ છે. અવશ્ય કામમાં હાંકવાથી હાથીની પેઠે ઇશારો કરેછે. અરીશામાં અથવા જલાશોમાં પોતાનો પ્રતીબીંબ જોવાથી ભડકે છે. ચારે દીશાઓમાં ચકર ફરેછે. તેથી એવી રીતે શોભેછે કે જાણે વીજળીઓ ચલકી હોયને. ઘણા ઘમઘમાટ કરતાં સોનાનાં ઘુઘરાઓનો અવાજ ઝુરી રહ્યોછે. જેઓના શરીર ઉપર નવા રંગદાર ચીત્રવાળી અને ઘરેણાં વીગેરેની શરીરને શોભાવનાર સામગ્રી વીધી પૂર્વક બનાવેલી છે. જેઓની પીઠ ઉપર મણીએ જડીત સોનાના પલાણ નાંખેલા છે. તેમજ બનાતનાં મખમલનાં અને જરીનાં ધાસીઆ અને ગાદીઓ નાંખેલી છે. કવાયતી અને કેળવણી પામેલા અનેક કોતલ ઘોડાઓની પંકતી મોઢા આગળ ચાલી

આવેછે અને એવા શણગારેલાં ઘોડાઓ ઉપર સેનાના યોધાઓ સ્વારી કરેછે. આ ઘોડાઓની ફોજ વચ્ચે રાજા રાયસીંગજી એવા શોભેછે કે જાણે દેવનાં મંડળથી વીંટાએલો ઇંદ્ર હોયને. ફોજમાં અનેક રથછે જેનાં માંચ રેશમની દોરીથી તાંણીને બાંધ્યાં છે સોનાનાં લંગગોળ જેની છત્રીઓનાં દંડછે. ઘાટ કરેલ જડીત્ર સોનાનાં જેમાં ઇંડાછે. છત્રીઓ જડીત કપડાઓથી જડેલીછે તેમજ ઝાલર પણ જરીની છે. જેના બારીક પડદામાં માણેક જડયાંછે અને પૈડાના પાટા ધરી તથા કમાન અને ઊંટડા જેના રૂપાનાછે. કેટલાએક રથને ઘોડા અને કેટલાકને બળદ જોડેલાં છે. તેઓનાં ઉપર મખમલની ઝુલો ઝુલી રહીછે. તે જોઇ ભ્રાંતીથી ઇંદ્રના રથને પણ ભુલાવી નાંખેછે. ચંગના સોર સાથે ઘણી એક ઘુઘરીઓ લાગેછે. એવા ઘમઘમાટ કરતાં રથનાં જુથ્થ ચાલ્યાં જાયછે. તે જાણે અપસરાઓ નાચતી હોયને.

જેના ઉપર રંગબેરંગી ધજા અને પતાકા શોભી રહ્યા છે. જેના મધ્યમાં ધનુષબાણ વીગેરે હથીઆરો રાખેલા છે. તેમાં કેટલાએક અમીર ઉમરાવ બીરાજેલા છે. પ્યાદાનાં ટોળાં બનીને ચાલવા લાગ્યાં. જેઓની આગળ ધજા અને પતાકાની હાર બંધાઈ ગઇછે. તેની પછવાડે રણતુર કરનાટ અને તાંસા બજાવતા ચાલે છે. તેમજ મોર ભેરી અને વાંસળીઓ બજાવે છે. કેટલાએક શરણાઈ અને કરનાલ વીગેરે વાજીત્ર બજાવે છે. કોઈએ પીળા કોઇએ ઘોળા કોઈએ લીલા કપડાના દરેશ પેહેરેલા છે. ફોજમાં કેટલાએક પુરબીઆ કેટલાએક ફીરંગી કેટલાએક શીધી આરબ અને કેટલાએક શીપાઇઓની ભરતી છે. અને તેઓએ બાંણ ધનુષ બંદુક અને પીસતોલ એ વીગેરે હથીઆરો ધારણ કરેલા છે. નજરે પડતાં પશુ પક્ષીઓને માર્યા વીગર છોડતા નથી. તેમજ રાજાની આજ્ઞા પ્રમાણે ટુકડે ટુકડા થઈ જાય છે. અને પોતાના દીલ ઝાલતા નથી. આ રાજાનું લશ્કર જાણે નવી રંગદાર મેઘની ઘટા ચડી હોયને એવું દીસે છે. શીપાઇઓ પોત પોતાનાં ટોળામાં મળીને ચાલે છે. રાજાએ રસ્તે રસ્તે મોકલેલા પ્યાદાના સીપાઇઓ જાણે રામચંદ્રના અનુચર ઘસારો કરી ચાલ્યા જતા હોયને એવા લાગેછે.

આ સૈન્યમાં શ્રીમંડલ, બેન્ડ. બાજ, અનોપ, પરગા, વાંસ, કાનુટક, તાલ, ઉપંગ, બસુ, સુરંદો, પીનાક, કુમાયચ, પુંગી, સારંગી, બંસી, પીગી, રણતુર, ભેરી, સરણાઈ, પાવો, ડાક, ડમરૂ, જળતરંગ, ઝાંઝ, મંજીરા, રણશીંગુ, શંખ, શીંગી, કરનાટ, પણવ, આનક, મુરજ, સતાર, તંબુર, ડફ એ પ્રમાણે છત્રીશ જાતનાં વાજીત્રો વાગી રહ્યાં છે. અને ચક્ર, ત્રીશુળ, ધનુષ, વજ્ર, બાણ, કેવાન, તુફંગ, ફરસી, કટારે, છરા, સેલ, ખેટક, ગદા, સાંગ્ય, તોમર, પાશ, ભુશંડી, બાંક, ખંજર, જંબુર, લઠ, જંત્ર, અંકુશ, ભાલુ, હળ, મુશળ, ખાંડુ, બર, બઠ, જંજાળ, જરહ, ગુપતી, ગુરંજ, દાવ, પટા, પીસ્તોલ એ રીતે છએ અંગમાં છત્રીશ આયુધને ધારણ કરનાર રાયસીંગજી રાજાનું સૈન્ય ચાલ્યું. આ વખતે ભાટ ચારણો વીગેરે જશ ગાય છે. રાજાની સાથે છત્રીશ વંશના ક્ષત્રીઓ તેમજ ઉગ્ર ચરીત્રવાળા કેટલાએક અસુરો પણ સજ થઇને ચાલ્યા. યુદ્ધાઓએ છત્રીશ જાતનાં હથીઆરો ધારણ કરેલાં છે. ભયંકર સીંધુ રાગમાં છત્રીશ જાતનાં વાજાં વાગે છે. પ્રચંડ હાથીઓ ચાલે છે. પલાણ નાંખી તંગથી કશેલા કોતલ ઘોડાઓને સુરવીરોએ પકડ્યા છે. કેટલાએક રથમાં બેશીને ચાલેછે. પાલખીઓ જરીના સાજથી સોભે છે. બાણ કોકબાણ કટારી વીગેરે ભયંકર હથીઆરોના ભાર રથમાં ભર્યાં છે.

કેટલાએક પ્યાદા અગાડી ચાલ્યા જાય છે. તેઓએ એક જોજન ઉપર જઈ તંબુ તાણ્યા. એંશી હજાર ઘોડાઓ આશરે બસો હાથી એક હજાર રથ એક હજાર પાલખીઓ ઘોળા દરેશથી શણગારેલા એક લાખ પ્યાદા અઢી હજાર ઊંટ ચારસો આતસબાજી અને કોકબાણ ચલાવનાર કારીગરો બેહજાર વાજીંત્રો અને દશ હજાર વાણીયાની દુકાનો એટલી સંખ્યા લેઇ રાયસીંગજી રાજા પોતાના દેશ તરફ જવા નીકળ્યા. પાદશાહના શહેરથી એક જોજન એટલે ચાર ગઊ ઉપર જઇ ત્યાં થોડીક વીશ્રાંતી લેઈ બાર ગાઊ ઉપર મુકામ કર્યું. વનમાં રહેનારા ચોર ઠગારા વીગેરે લુચ્ચા લોકો આ ફોજ જોઈ પહાડની ગુફામાં અને જંગલમાં જઈ સંતાઇ રહ્યા.

આ રાજા નીતીમાં રામચંદ્રજી જેવા સાહસ કર્મ કરવામાં લંકાના રાજા રાવણ જેવા રૈયતનું પાલણ કરવામાં ઇંદ્ર જેવા લડાઈમાં મેરૂ પર્વત જેવા અડગ શત્રુઓને કતલ કરવામાં ફરસુરામ જેવા જગત-ની અંદર તપ અને તેજમાં સુર્ય જેવા વરદાન તેમજ ઈનામ આ-પવામાં શંકર જેવા સુધ વીચારની ગતીમાં ગંગા જેવા નીરમળ અને ધર્મનું ધારણ કરવામાં બ્રહસ્પતી જેવા શાણા એવા રાય-સીંગજી શોભે છે.

આવી રીતે એક કવીએ રાજા રાયસીંગજીના વખાણ કર્યાં. તે કવી જોતીષમાં પરીપુર્ણ હતો તેને વળી કહ્યું કે હે રાયસીંગજી આજે આપ અહીંજ રહો. કારણ કે શુકન સારા થતા નથી આ સાંભળી રાયસીંગજીએ તમામ લશ્કરને ત્યાંજ રહેવાનો હુકમ કર્યો. આ વખતે રાયસીંગજી સંગીત તથા ગાયનના ભેદ પ્રમાણે નાચ મુજરો કરાવેછે. ને ત્યાં પાડાઓની લડાઈ અને મલ્લ યુદ્ધ કરાવે છે કયારેક નટના ખેલનું સાધન જોઇને લુગડાં ઘરેણાં દ્રવ્ય અને વાહન એ સર્વ રમત કરનારને રીઝીને આપેછે. વળી કયારેક શીકાર કરવા જાયછે અને નવી રસ રાગની ગમ્મતથી યુક્તિ પુર્વક દીવસે દીવસે રમણ કરેછે. એવી રીતે રાયસીંગજી અતી આનંદમાં રહેછે. આ વ-ખત ચોમાસાની છે તેથી રાયસીંગજી પાસે ગુણીજનો મેઘરાજનું ગાન કરેછે તેમજ આકાશમાં ગેહેરી મેઘની ગર્જના ગાજે છે.

સુરાપાનથી મગ્ન થયા. તે વખતે શીકારે જવાની વાત યાદ આવી જેથી રાયસીંગજીએ પાંચ હજાર સ્વારોને તૈયાર થવા હુકમ ફરમાવ્યો. સુભટો ઘોડા ઉપર પાખર નાંખી બખતર પેહેરી તૈયાર થયા. ચોપદારના લલકારા સાથે નોબતના અવાજ થવા લાગ્યા. તે-મજ પાંચ હજાર પાયદળને પણ સાથે લીધું. એવી રીતે દશ હજાર યુદ્ધાઓનાં લશકરને સજ કર્યું. દશ હાથી પાંચ હજાર ઘોડા પાંચ હજાર પાયદલ એવી રીતે રાયસીંગજી મહારાજનું એટલું લશકર તો સહેજ શીકાર વાસ્તે ચડયું.

રાયસીંગજી જથાબંધ દશ હજારની ફોજ લેઇને શીકારને વાસ્તે શજ થયા. તે વખતે સારા અવાજથી નોબત વાગેછે, તેમજ

નીશાન ફરકી રહ્યાં છે. તેના પ્રતાપથી દસે દીશાઓના દુર્જન લોકો ત્રાસ પામે છે. મ્હોટા નગારા રણતુર વીગેરે વાજીંત્ર મ્હોટા અવાજથી વાગે છે. કોકબાણ ચલાવવામાં ચતુર, કેટલાએક યુદ્ધાઓ આગળથી આવી હાજર થઇ રહ્યા છે. શાગોસ શીકારી કુતરા ચીતરા બાજ બહેરી અને જુરરા વીગેરે પક્ષીઓ તેમજ લગરા ઝગડ બીલાડા તુરમચી કુહીબાજની એક જાત બાસ વીગેરે પક્ષીઓનાં પાંજરાં હાથમાં લેઈ કેટલાએક શીકારીઓ ઉભા છે. તેમજ કેટલાએક અમીર શીરદારો હાથમાં શકરા લેઇ આવે છે. આવી રીતે લશ્કર એકઠું થયું. મહારાજા ચડ્યા કે તરત સઘળા યુદ્ધાઓ સલામ કરી અનુક્રમે ચાલવા લાગ્યા. વાજીંત્રના અવાજ સાંભળી અડખા પડખાના ગામડાના લોકો પોતપોતાનાં ઘર છોડી આ મહારાજાનું દર્શન કરવા આવ્યા. ચોપદારના લલકારા સાથે પચરંગી નીશાન આગળ ચલાવીને મહારાજા ધીમી ગતીથી બપોરની વખતે અભીજીત મુહુર્તમાં શીકારે સધાવ્યાં. અને ત્યાં એક સુંદર નદીના કીનારા ઉપર મુકામ કર્યું. ને ત્યાં બનાતના તંબુ તાણી લીધા. આ સાથે બસેં વાણીઆની દુકાનો હતી જેથી કરી આખી ફોજને ખાવા પીવાની સઘળી સામગ્રી પુરી મળતી હતી.

અશાડ માસના શુકલ પક્ષની શાતમ અને બુધવારના દીવસે અમૃત સીદ્ધીયોગ અને અભીજીત નક્ષત્રનું સારૂં મુહુર્ત લેઇ રાયસીંગજી શીકારે ચઢ્યા, નદીના કીનારે લશ્કરની વચે મહારાજાનો તંબુ તાણી મુકામ કર્યું. તે વખતે વરસાદ વરસેછે. પવનના ઝપાટાની સાથ વીજળી ચળકે છે. અને માણસનાં મોઢાં તથા સૂર્ય દેખાતા નથી. કાળા મેઘની મોટી ઘટા ચડી આવી છે. વરસાદે મુકેલા વરામાંથી ધોરીઆની માફક પાણી જોરથી વરસે છે. પાસેના વનમાં મોર મધુરા શબ્દ કરે છે. ત્યાં એક તળાવ છે તેના કિનારે ચોતરફ બપૈયા તમરાં અને દેડકા અવાજ કરી રહ્યા છે. મેઘની ગંભીર ગર્જના સાથે વીજળી શળાવા કરે છે. થંડા પવનની લેહેરો વાયછે. જમીન લીલી થઇ ગઇ છે. પાહડોમાંથી નીરના ઝરણાં ચાલ્યાં જાય છે. અને વેલો ઝાડની સાથે વીંટાઇ ગઈ છે. પચરંગી ખેંચેલું ઈંદ્રિનું

ધનુષ દેખાય છે. વાદળાંઓની ઘટાથી ગગનમણી સૂર્ય ઢંકાણો છે. આવા વખતમાં સંયોગી સ્ત્રી પુરૂષ હીતની સાથ એક બીજાને ચીતમાં ચાહે છે. અને વીયોગી લોકો દુઃખ પામે છે બુઠ એટલે વરસાદમાં ઉપજતા રાતા રંગના જીવડાઓ દેખાય છે. મેઘનાં બીંદુ વરસવાથી નદીના કીનારા ઉપર ઉપરાંત પાણી ભરાઇ જવાને લીધે પ્રવાહ છલકતો દેખાય છે. આવા વરસાદના વખતમાં રાજા રાયસીંગજી શીકાર કરે છે.

મે વરસવાથીજ જગત ચક્ષુ સૂર્ય ઢંકાઇ ગયો છે. અને ચોતરફ જમીન ઉપર અંધારૂ છવાઇ ગયું છે. આવા સમયમાં મહારાજા રાયસીંગજી પોતાના સઘળા મીત્રોની સાથે મળી મનગમતો આનંદ કરે છે. ચંદ્રના પુત્ર બુધવારનો દીવસ વીતી ગયો અને ગરૂવારની રાત થઇ. તેમજ એક પહોર અને ત્રણ ઘડી રાત્રી વીત્યા પછી ભેરવ સારા સ્વરથી સુદ્ધ બોલવા લાગ્યો. આ શબ્દ ઉત્તર અને ઈશાનની વચ્ચે થયો. વળી તેટલામાં દક્ષિણમાં થયો. આવી રીતે ભેરવનો શબ્દ સાંભળી મહારાજા રાયસીંગજી પોતાના નામાંકીત કવીને શુકન સંબંધી વીચાર પૂછવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

હે કવી વીર આપ રાજવસંત વિગેરે શુકન ગ્રંથો જાણોછો તેમજ પશુ પક્ષીની ભવિષ્ય વાણી પણ જાણોછો માટે તે વાત કહો. આઠ દીશાના સ્વામી કે જે દીશામાં જેનું ઘર હમેશાં રહેછે તે તથા તેનો પરોણો તથા જ્વાળા આદીક આઠ ભેદ અને તે શું શું ફળ આપેછે તે કહો. કવીએ કહ્યું કે કહેનાર તો કહી બતાવે પણ કરનાર તો પરમેશ્વર છે. માટે તમોએ જે પ્રશ્ન પુછયા તેનો ઉત્તર અનુક્રમે લેઇને કહુંછું. પૂર્વ દીશામાં ખેડુતનું ઘર છે. માટે તે દીશાનો તે સ્વામી કહેવાય, અને ત્યાં ખેડુત રવીવારે રહે. અને અગ્નીકોણમાં રજપુતનું ઘર છે, તે ત્યાં શોમવારે રહે. દક્ષીણમાં રાજાનુ ઘર છે, તે ત્યાં મંગળવારે રહે. નૈરૂતમાં વાણીઆનું ઘર છે. તે ત્યાં બુધવારે રહે. પશ્ચિમમાં બ્રાહ્મણનું ઘર, તે ત્યાં ગરૂવારે રહે. વાયુકોણમાં

પાદશાહનું ઘર તે ત્યાં શુક્રવારે રહે. ઉત્તરમાં ભીલનું ઘર તે ત્યાં શનીવારે રહે. અને ઇશાનમાં શીવનું સ્થાન છે. રવીવારે દીવસ ને રાત ખેડુ પોતાના ઘરે રહે. પછી દરરોજ ડાબી તરફ અકેક દીશામાં પારકે ઘેર પરોણો રહે. એજ રીતે શીવજી વીના બીજા બધાય અકેક ઘર બદલે અને ખેડુ ફરીને વળી રવીવારે પોતાને ઘેર આવીને રહે. પણ શીવના ઘેર કોઈ પરોણો રહે નહિ. અને શીવ કોઇના ઘરે જાય નહિ. ખેડુ, બ્રાહ્મણ, રજપૂત, પાદશાહ, રાજા, ભીલ અને વાણીઓ તેઓ એકએકની પાછળ રહીને દરરોજ ડાબી તરફની અકેકી દીશા બદલતા રહે. તો ઉપર કહેલા વારોમાં પોતપોતાના ઘરે પહોંચે. વળી ગુરૂવારે રાજાના ઘેર પરોણો વાણીઓ આવે. ખેડુ, રજપૂત, રાજા, વાણીઓ, બ્રાહ્મણ, પાદશાહ, અને ભીલ તેઓના જેવી રીતે જગતમાં વ્યવહાર છે તેવી રીતે વધતું ઓછું ફળ તેઓનું જાણવું. પરૂણા રસ્તે ગતી કરીને ચાલે ત્યારે જે સ્થાનકે આવે તે તથા તે સ્થાનકનો ધણી કોણ છે તે જાણીને તે ઉપરથી પ્રયાણ કરનાર મુસાફરે અથવા શુકન જોનારે છળબળ જીત અને હાર તે પરીક્ષા કરીને જાણવા. જેમકે ભીલ રવીવારે પોતાના ઘેરથી એટલે ઉત્તર દીશાથી ચાલીને વાયુકોણમાં પાદશાહના ઘરે પરૂણો આવે માટે રવીવારે પશ્ચિમમાં ( ભેરવ ) બોલે એવો જોગ આવે ત્યારે શુકન જોનારે પાદશાહના દરબારના ગુણ કેવા છે તેનું ફળ તથા ભીલના ગુણ કેવા છે, તેનું ફળ થશે એમ જાણવું.

પુર્વ અને અગ્નીકોણની વચે અગ્નીકુંડ છે. અને અગ્નીકોણ અને દક્ષણ દીશાની વચે કુવો છે. દક્ષીણ અને નૈરૂતદીશાની વચે વાવ્ય છે. નૈરૂત અને પશ્ચીમ દીશાની વચે બાગ છે. પશ્ચીમ અને વાવ્ય દીશાની વચે લાકડું છે વાવ્ય અને ઉતર દીશાની વચે લક્ષ્મી કહીએ. અને ઉતર ને ઈશાન દીશા વચે રણસ્થંભ છે. ઈશાન અને પૂર્વ દીશાની વચે લોહીની નદી છે. તેમાં અગની કુવો રણસ્થંભ અને લોહીની નદી એટલા અશુભ છે. અને વાવ્ય સારી નહિ તેમ ખોટી પણ નહિ. એવો તેનો ભાવાર્થ જાણીએ બાગ લાકડું અને લક્ષ્મી તે સારા જાણવા. એ રીતે જ્વાળાદી આઠ

ભેદનું અનુમાન જાણવું. દરરોજ સુરજ ઉગ્યા પછી જ્વાળા પૂર્વ દીશામાં અને અગ્નીકોણમાં ધુમાડો અને દક્ષીણ દીશામાં છાયા નૈરૂતદીશામાં પૃથ્વી પશ્ચિમ દીશામાં ગારો. વાવ્યકોણમાં જળનો બીંબ, ઉત્તરમાં ભસ્મ અને ઇશાનમાં અંગારા રહે છે એમ જાણવું તે આઠે પ્રત્યેક પહોર જમણી તરફ એકેકી દીશામાં ભોગવે છે એ રીતે રાત અને દહાડાના આઠ પહોરમાં ફરીને પાછા સ્વારમાં પોતપોતાના સ્થાનકે રહેછે. જેમકે દીવસને બીજે પહોર જ્વાળા અગ્નીકોણમાં જાય ત્યારે ધુમાડો દક્ષીણમાં, છાયા નૈરૂતમાં પૃથ્વી પશ્ચિમમાં, ગારો વાવ્યકોણમાં જળબીંબ ઉતરમાં, ભસ્મ ઈશાનમાં અને અંગારા પૂર્વમાં જાય એજ રીતે પ્રત્યેક પહોર આઠે ફરેછે. રાયસીંગજીએ કહ્યું કે તે તો ઠીક પણ તેનું ફળ સમજાવો.

આ સાંભળી કવીએ કહ્યું કે અગ્ની ઝાળ ભય વિગેરે અશુભ ફળને આપે. ધુમ મનને મુઝવણ કરાવે છાયા નીષ્ફળ કામ કરાવે પૃથ્વી આનંદ ઉપજાવે ગારો કુશળતા રાખે. પણ ઘણુંજ કષ્ટ ઉપજાવે જળ કામને થંડુ કરે. પણ અત્યંત સુખાકારી છે ને ભસ્મનો ભાવ ઘણોજ શ્રેષ્ટ જાણવો. અંગારા અતી સંકટ કરનાર જાણવા. આદી અંત અને મધ્યનું અનુમાન કરીને સારા નરસા ફળનો ભાવ ગ્રહણ કરેછે. એ રીતે હે રાજા શુકનનો ભેદ જાણવો.

હવે જે આપણને શુકન થયા તેનો વીચાર કહુંછું. ઉત્તર અને ઈશાનની વચ્ચે રણસ્થંભ છે. ત્યાં ભેરવનો શબ્દ થયો તેથી કયાંઈક લઢાઈ ઉપજાવે વળી છાંયા અને ધુમની વચ્ચે શબ્દ થયો માટે નીશ્ચે યુદ્ધ થાય. અને તેથી મનમાં મુઝવણ કરાવે. તેમજ દક્ષીણમાં ઊચાર થયો તેથી ત્યાં રાજાના ઘેર વાણીઓ પરણો ગયો છે અને ત્યાં જળનો જોગ છે. તેને લીધે રાડ મટાડીને રીઝ ઉપજાવે એટલુંજ નહી પણ તે રાજા મીજમાની સ્વીકારીને આપ ત્યાં પધારી તેના વખાણ કરશો તથા ત્યાં તેની દીકરી તમારી સાથે માહીત થશે. અને અંતે તે તમોને પરણશે.

આ સાંભળી રાયસીંગજી રાજા અત્યંત ખુશી થયો. ને સૈનના તમામ માણસોને પુર્વ ઠેકાણે ચડી જવાનો હુકમ કર્યો. જેથી ત-

મામ લશ્કર સજ થઈ ત્યાં ગયું. અને બીજે દીવસે તમામ સૈન સુધાં ઘર તરફ ચડાઇ કરી.

આ લશ્કર ચાલતાં ચાલતાં મીથુલાપુરે આવ્યું. ને તે શેહેરથી બે ગાઉ ઉપર મુકામ કર્યું. બીજે દીવસે આકાશમાં સુર્યનો ઉદય થવાથી બન્ને ટુકડી ઘોડાસ્વારોને શીકાર કરવા મોકલ્યા તેવામાં મીથુલાપુરના રાજાના લશ્કરની દશ હજાર ઘોડાની સંખ્યા જ્યાં રાયસીંગજીના બેહજાર સ્વારો શીકાર સોધે છે. ત્યાં આવી પહોંચ્યા. તેટલામાંતો બંને ફોજની ટુકડીઓ મળતી વખતે માહાભારથના જેવો દેખાવ થયો. શીકારી સ્વારોની આગળ જંગલના હરણ સુવર વીગેરે કેટલાએક જાનવરો ઉઠી ભાગવા લાગ્યાં. તે જોઇ સુરાઓએ તેની પછવાડે ઘોડા દોડાવ્યા. લાંબા અને કઠણ ભાલાથી કેટલાએકના પ્રાણ લીધા. અને હથીઆરોના મ્હોઢામાંથી જેટલાં પશુઓ બચ્યાં તેઓ સેહેલ કરવા આવેલ રાજા તખતસીંહના લશ્કરની તરફ ભાગી નીકળ્યાં. રાયસીંગજીના શીકારીઓએ પશુઓને હાંકી પછવાડે ઘોડા દોડાવ્યા તે વખતે ઘોડાઓના ડાબલાના પડઘાથી જમીન અને પહાડ ધમકી ઉડ્યાં તેના પગના ઝપાટાથી ઝાડો ત્રુટવા લાગ્યાં. હરણનાં ટોળાં આડે રસ્તે અને પરવતો તરફ ધસી નીકળ્યાં. તેના પછવાડે જવાથી કેટલાએક યુદ્ધાઓના રંગી બેરંગી કપડાંઓ કાંટામાં ભરાયા તે જાણે વસંત રૂતુનાં રચેલાં ફુલ ખીલી નીકળ્યાં હોય નદી જેમ નદી અને નીર ઝરણાના પાણી રસ્તો બેરસ્તો ન જોતાં વહી નીકળે છે. તેમ અવળે રસ્તે દોડતા ઘોડાઓને સુરાઓ ખેંચતા નથી. સપાટાથી ચાલતા સઘળા ઘોડાસ્વારો હારબંધ ઉભા થઈ રહ્યા. તેમાંથી પાંચસે ઘોડાસ્વારો તેની આગળ થયા. તેવામાં તખતસીંહજીનું લશ્કર દેખાયું જેથી શીકારી સ્વારો તખતસીંહજીના લશ્કરની ટુકડી નજદીક જઈ ચઢ્યાં. તખતસીંહજીના સુભટોએ આ શીકારી સ્વારોને શત્રુ જાણી તેઓના ઉપર ઘોડા દોડાવી મુક્યાં ત્યારે વીર પુરૂષોની ભયંકર હાકલો સાથે ગંભીર અવાજથી ગર્જના થવા લાગી. તખતસીંહજીની ફોજ જોઇને શીકારી સ્વારોએ પોતાના ઘોડા ખેંચી રાખ્યા. પણ તખતસીંગજીની ફોજ નવરંગુ નીશાન ખુલ્લું કરી તેની

સામે દોડી આવ્યા. સામસામું જોઈ બંને લશ્કર એકઠાં મળતી વખતે ગંભીર અવાજથી વાજીત્ર વાગવા લાગ્યાં. અને લડાઇના મેદાનમાં આતસબાજી સળગી ઉઠી. તે જાણે જટા ધારણ કરનાર મહાદેવજીનું ત્રીજુ નેત્ર ઊઘડયું હોયને.

બંને લશ્કરનાં યોદ્ધાઓ શહસ્ત્રના વરસાદ વરસાવેછે. તે જાણે આકાશમાંથી તારા ખરતા હોયને તે સ્થળે નગારા અને રણતુરનાં અવાજ થવા લાગ્યાં. તેથી સુરવીરો એક બીજાની સામે થઇને પ્રહાર કરવા લાગ્યાં. ચળકતા ભાલા યુદ્ધાઓનાં બખતર ભેદી સરીરમાંથી શોંશરા નીકળેછે તે જાણે રાફડામાંથી સરપો બહાર નીકળતા હોયને. તેમજ યુદ્ધાઓનાં અંગ ઉપર તરવારોના ઘા પડેછે તે જાણે વીજળીઓ પડતી હોયને તેમ દીશેછે. ક્રોધાતુર થયેલ યુદ્ધાઓ એક બીજાને બાથે ભરેછે. તે જાણે દારૂપીને મદેલા હોયને તેમ જણાયછે. ખરેખરો માહાભારથનાં જેવો સંગ્રામ થયો જેની અંદર તખતસીંહની ફોજના સીતેર સુભટો કતલ થઇ પડયા.

રાયસીંગજીના લશ્કરનો મીલાપ થતાં મારામારીમાં તખતસીંહજીનું લશ્કર મચકોડાઇ લડાઇનું મેદાન છોડી દેઈ પાછું હઠયું. પોતાનાં સુભટોએ રણભુમી છોડી તેથી તખતસીંહજીએ ક્રોધ કર્યો, અને પોતાનો ઘોડો દોડાવી સર્વ યુદ્ધઓ સમેત યુદ્ધ કરવા ચાલી નીકળ્યા. તે વખત તેની મુછ ભ્રકુટીની સાથ મળીને મારો મારો એવો જાપ કરવા લાગી. લલકારાની સાથ કેટલાએક યુદ્ધાઓ હુમલો કરી ઊઠયા. અને પેલા સ્વારોએ સીંધુરાગ કર્યો અને યુદ્ધાઓએ અંગમાં બખતર પહેર્યાં. અને ફરતાં નીશાનો સાથે નગારા ગડગડવા લાગ્યાં આ ખબર રાયસીંગજીને પડવાથી ઘણા સ્વારો લેઈ ત્યાં આવી પહોચ્યાં. ભયંકર વીરરસ ઊદય થવાથી યુદ્ધાઓની આંખો અને મોઢાં લાલ થઈ ગયા. તે જાણે મોટાં પર્વત ઉપર અગની શળગી ઊઠી હોયને એમ દીશેછે. અખાડામાં સઘળા વીરો લડાઈ કરવા જાયછે. તે જાણે પ્લય વખતનો સમુદ્ર ઊલટયો હોયને. વળી ઘોડાઓની હાવલો અને વીરોની હાકલો ત્યાં થવા લાગી. જમીનથી ઊડેલી ધુળની ડમરીએ સુર્યને ઢાંકી દીધો સરખે સરખાં બંને લશ્કરો

ભેગા થયાંછે. તે જાણે સમુદ્ર મથન કરવા દેવ તથા દૈત્ય ભેળા થયા હોયને. આ વખતે ગીધ અને ગીધની સ્ત્રીઓ આકાશમાં ભયંકર શબ્દ બોલવા લાગ્યાં તે જાણે અશાડ મહીનાના મેઘમાં શબ્દ કરતા બગલાઓની પંકતી ઊડતી હોયને રણભુમીમાં બંને લશ્કરો ભેગા થઇને લડવા લાગ્યાં.

તે જાણે ક્ષોભ કરીને માહારૂદ્ર ઊઠયો હોયને. ચારે તરફ સમળીઓ ચીશો પાડેછે. તે જાણે માહાદેવે શીંગીનો અવાજ કર્યો હોયને સ્વારોની બંધુકો અને આતશબાજીમાં આગ લાગી તે જાણે પ્રલ્ય વખતના રૂદ્ર અથવા દાવાનળ અગ્ની જાગી ઊઠયો હોયને યુદ્ધાઓનાં તીર અને બાણુવરીઓનાં બાણ વરશેછે. તે જાણે ટીડનાં ટોળાં અને અગ્નીનાં તણખાં ઝરતાં હોયને બંને તરફનાં સુરાઓના શરીરરૂપી નાટકશાળામાંથી ભાલા શોશરા નીકળેલાછે તે જાણે માહાદેવજીની બંને બાજુએ શરપ નીકળતાં હોયને. તીર વીગેરે હથીઆરોની તીખી ધારથી જમીન ઉપર યુદ્ધાઓના ધડ અને માથા પડેછે તે જાણે સીધ લોકો ક્રોધથી પૃથ્વી ઉપર ગોળા ફેંકતા હોયને. યુદ્ધાઓ અંગમાં જડીત્ર બખતરપેહેરીને લડવા દોડેછે તે જાણે માહાદેવજીની જટામાંથી અનેક વીરભદ્ર પ્રગટ થયા હોયને કેટલાએકનાં શરીર ભેદી કટાર બહાર નીકળેલાછે. તે જાણે પરણુતી વખતે કન્યાએ અંતર પટામાંથી હાથ બહાર કાઢયો હોયને લડાઇની જમીન ઉપરથી ઊઠી કેટલાક માથા વીનાનાં ધડ હાથમાં હથીઆરો લેઇ દોડેછે આવી રીતે જમીન ઉપર બે પહોર સુધી લડાઇનો ધંધ લાગી રહ્યો. તે જોવા સારૂ આકાશમાં અનેક દેવતાઓનાં વૈમાન ભેગા થયા. તેમજ યુધ સમારંભમાં ઈચ્છાવર વરવા અપસરાઓ ભેળી થાયછે ચંડીનો સીંહ આ લડાઇમાં લોહી પીને તૃપ્ત થયો. ને માહારૂદ્રે પણ પોતાની મુંડમાળામાં વધારો કરવા સારૂ પડેલાં કેટલાએક સુરવીરોનાં માથા લેઇ પેહેરાવ્યાં. જમીન ઉપર ઘોડા હાથી અને સાંઢીઆઓ પડેલા છે તેનો દેખાવ મોહોટાં પહાડ અને અજગરો પડ્યા હોયને. એવા ભયંકર જણાય છે.

આ વખતે વીરોના ડાક અને ડમરૂ વાગેછે. તે પ્રમાણે ના-

ચતા ભુતપ્રેત પીશાચ અને જોગણીઓ રણભુમીમાં ફરીને રૂધીર માંસનું ભક્ષણ કરેછે. આ લડાઈમાં ગીધ કાગડા અને સમળાઓ વીગેરે માંશ અહારી પક્ષીઓના જથાને પોશણના માટે ઊજાણીના પરવ જેવું થઈ રહ્યુંછે. એવી રીતે સંગ્રામ કરતા રાયસીંગજીનો જય થયો અને તેનાં લશ્કરે ફતેહ મેળવી. રાયસીંગજીનાં એક હજાર સુરવીરો પાંચશે ઘોડા ચમરબંધી ચાર પટાવતો, પાંચ હાથી એટલું શૈન્ય પડયું અને તખતસીંહજી રાજાના લશ્કરમાં અઢીહજાર સુરા આસરે એક હજાર પાખરીઆ ઘોડા એક સૈન્યાધીપતી સાત પતાવતો અને બાર હાથી એટલી ફોજ લડાઇમાં કતલ થઇ. તેથી ગભરાઈને યુદ્ધમાં હાર પામી. રણનું મેદાન છોડી દીધુ જેથી રાયસીં. જીનાં સુરવીર યુદ્ધાઓએ ઝડપથી તેઓના ધનુષબાણ તોપ વીગેરે હથીયારો મ્યાના પાલખી હાથી ઘોડા વીગેરે વાહન તથા દારૂગોળા અને ખજાનો વીગેરે સર્વ યુદ્ધ ઉપીયોગી સામગ્રી પોતાને સ્વાધીન કરી લીધી. આ વખતે પોતાની સૈન્યમાં જીતનાં મધુર સ્વરથી જાતજાતના વાજીત્રો વાગવા લાગ્યાં.

આ વખતે મહારાજા ઘણો હર્ષ પામ્યા. આવી રીતે સુભટોએ રૂદ્ર અને વીરરસ રચ્યો. તેથી જાણે એકજ કાળે બાર સુર્ય ઊગ્યા હોય નૈ એવી રીતે રાયસીંગજીનું મુખ ઝળકતું દેખાયું રણક્ષેત્ર છો. ડીને તખતસીંહજીનું લશ્કર હઠી ગયું. તે એક પહાડની તળેટીમાં જઇને ભરાયું. અને ત્યાં બનેલું વૃતાંત કહેવા સારૂ તખતસીંહજીએ પોતાના નાના ભાઈ કરણસીંહ પાસે એક સાંઢણી સ્વારને મોકલ્યો. જેથી સાંઢણી સ્વાર માહારાજા કરણસીંહ પાસે જઇને સંગ્રામમાં બ. નેલું સર્વ વૃતાંત કહી સંભળાવ્યું. તેથી જેમ અગ્નીના કુંડમાં ઘીની ધાર નાંખવાથી અગ્ની વધી જાય તેમ કરણસીંહજીના દીલમાં ક્રોધ વધી ગયો. જંભાસુરના ઉપર ઇંદ્રે દેવતાઓના ઉપર જાલંધરે ત્રીન- રના ઉપર ધ્રુએ કામદેવને બાળવા સારૂ શીવજીએ હરણ કસ્યપના ઉ- પર નરસીંહે માહાભારતની લડાઈમાં કૌરવ ઉપર ભીમસેને લંકાપતી રાવણના ઉપર રામચંદ્રજીએ અને શીસુપાળના ઉપર યાદવોએ કોપ કર્યો હોયને તેમ કરણસીંહજીએ સાંઢણી સ્વારનો પોકાર સાંભળી

દુશ્મનો ઉપર ક્રોધ ધારણ કરીને મુછ ઉપર હાથ નાંખ્યો. અને તેની ભ્રકુટીમાંથી ક્રોધને લીધે જોગણીના જેવી જવાળા નીકળી. તે જાણે ખાંડવ વન ઉપર અગ્નીની ઝાળ સળગી ઊઠી હોય ને.

રાયસીંગજી રાજા ઉપર કરણસીંહજી રાજાએ ક્રોધ કર્યો. ત્યારે દીશાએ દીશાએ નકીબોની હાકલો સાથે મોટા ભયંકર અવાજથી નગારાં વાગવા લાગ્યાં. આ વખતે પણ દીશાએ દીશાએ નકીબોની હાકલો થઈ રહીછે હાકે હાકે નોબત ગાજેછે. નોબતે નોબતે રણતુર વાગેછે. રણતુરીએ રણતુરીએ ધજા ફરકી રહી છે. ધજાએ ધજાએ ફોજ મળતી જાય છે ફોજે ફોજે હાથીઓ ચાલતા થાયછે. હાથીએ હાથીએ શરદારો બેઠા છે સરદારે સરદારે છત્ર ધર્યા છે. છત્રે છત્રે ચમર ઢળી રહ્યાં છે. અને તેની શોભા એવી જણાયછે કે જાણે મેઘની કાળી ઘટામાં વીજળીઓ ચમકતી હોય ને આ પ્રમાણે કરણસીંહ રાજાની સેના ચડી. તે જાણે અનેક ઇંદ્ર ચડ્યા હોય અથવા સાગર ઊલટયો હોય ને. કરણસીંહજીની સેના ચડી તેથી જમીન ઉપરથી ધુળ ઊડી તે જાણે સુર્યની કાંતી ઢાંકવા સારૂ ધુળનું વાહન કરીને પવન ચઢયો હોય ને નગારાના ધમકારેથી પહાડો અને પૃથ્વી ધ્રુજવા લાગ્યાં તે જાણે પૃથ્વી ધરનાર શેશ કાચબે અને વરાહે પોતાના ઉપરનો બોજો છોડી દીધો હોય ને પહાડ અને ઝાડીના રસ્તાઓમાંથી હાથી અને ઘોડાઓને ધકેલી મેલ્યાં તે જાણે જમીનને શોધવા સારૂં પૃથુરાજ નીકળ્યા હોયને સૈન ચાલવાથી વહેતી નદીઓ અને તળાવનાં પાણીઓ સોસાઈ ગયાં. તે જાણે અગસ્ત મુનીએ ફરીને અવતાર લીધો હોય ને પોતાના નોકરોને સ્થાપે છે. અને શત્રુઓને ઉથાપે છે તે જાણે ફરીને રઘુવીર રામચંદ્રજી ઉદય થયા હોય ને.

જ્યારે કરણસીંહજી યુદ્ધ કરવા ચાલ્યા ત્યારે તેણે જરીનો પોશાક અને સોનાનું જડીત્ર બખતર ધારણ કર્યું. સુભટોએ હાથીઓની પીઠ ઊપર પાખર નાખી ધજાઓ ધારણ કરી. ત્યારે અતી ભયંકર છત્રીશ જાતનાં વાજાં વાગવા લાગ્યાં. ઘોડેસ્વારના લસ્કરની આગળ પતાકા જોરથી ફરકવા લાગ્યાં. યુદ્ધાઓ ભુજ દંડ ઠોકીને જોશથી

બોલવા લાગ્યાં. હાથી ઘોડા અને છત્રધારી યુદ્ધાઓનું મંડળ એવી શોભા આપે છે કે જાણે જમીન અને આકાશની વચમાં એક બીજુ સુર્ય મંડળ બન્યું હોયને. સૈન્યાધીપતીઓના હાથી ઉપર ચારે તરફ ચમર ઢળ્યા કરેછે. હાથીના કુંભસ્થળ ઉપર ભમરાઓ ફરી રહ્યાછે. મીશાલે મીશાલે રથ ઘોડા અને પાયદળનાં જુથ્થ ચાલ્યાં જાયછે. તે જાણે સમુદ્ર છળી ચાલ્યો હોય ને. કેટલાએક હાથીઓ માથે પંચ શબ્દ અવાજ થઈ રહ્યા છે તે જાણે કાદંબીની કુંઝડી વાળી મેઘની ઘટા અને મેઘના મંડળ ગાજતા હોય ને. પાખરીઆ હાથીઓની હાર એવી શોભે છે કે જાણે ગુફાઓની ટોચ અથવા દીગપાળના હાથીઓ હોય ને. ખુલી તલવારથી કરણસીંહની સેના ચડી. તે જાણે જમીનના ભાગ ઉપર પવન અથવા ગરૂડ ગતી કરતાં હોય ને. એમ શોભે છે.

આકાશ ભયંકર અને ચળકતા ભાલાથી છવાઈ રહ્યું છે. તે જાણે વડવા નામની અગ્ની ઝાળો લાગી હોયને એમ દીસેછે. કેટલાએક સુભટો ધનુષના ટંકારવ કરેછે. તે જાણે અરજુન વીગેરે યુદ્ધાઓ માહાભારથની લડાઈમાં ધનુષનો ટંકારવ કરતા હોયને. બંદુકો કોક બાંણુ અને આતસબાજીથી લડનારા કેટલાએક આરબ લોકોને આગળ કરીને સુર અને રણમાં ધીર લડવયાઓથી ભરપુર આ આખુ લશ્કર પ્રલયકાળના સમુદ્રની પેઠે ઉલટું તે જાણે જગતનો નાશ કરવા સારૂ માહાદેવે ક્રોધ ધર્યો હોયને એવી રીતે કરણસીંહજી રાજા લશ્કર લેઇને આવ્યા. અને પોતાના ભાઈ તખ્તસીંહને મળ્યા.

તેવુંજ સામેથી રાયસીંગજીનું લશ્કર આવ્યું બંને લશ્કરો એક બીજાની નજરે પડતાં વીજય યુદ્ધાઓ પોત પોતાના ઈષ્ટદેવના મંત્રનો ઉચ્ચાર કરી રણભુમીમાં ઉભા રહ્યા. ત્યારે રાજા તરફથી જેને હાથીઓ ચોપદાર મળેલ છે અને રાજ્યમાં જેનું ઘણું માન્ય છે એવા પ્રભુદાસ નામના કવીરાજે રાજાનો અભીપ્રાય પુછવા સારૂ તેની હજુરમાં જઈ નમ્રતાપુર્વક નીચે પ્રમાણે વાત કરી.

રાજાના રાજા ભુમંડળના મર્યાદારૂપ લુચ્ચાઓની ટોળીને વીખેરી નાંખનાર ઉન્મત ને દંડ દેનાર પોતાના કુળને દીપાવનાર

તથા વરદાન દેનારા હીંદુઓને હંસરૂપ સેનાથી સમુદ્રરૂપ આયુધોના સમુહરૂપ છત્રીસ જાતના ક્ષત્રીઓમાં છત્રરૂપ મર્યાદામાં મેરૂજેવા લડાઇમાં શત્રૂઓને ઠેર કરનાર પૃથ્વીના ઇંદ્ર અખંડ મહીમાવાળા રાજાઓમાં શીવના અંશરૂપ રાજધાનીમાં ઘરેણારૂપ કોપ કરવામાં અગ્ની આખી દુનીયામાં પ્રખ્યાત સુર્ય જેવા પ્રકાશ કરનાર, હે તખતસીંહજી અને કરણસીંહજી તમારો જય થાવ. આવી રીતે સ્તુતી કરીને તખતસીંહજી રાજાની પાસે કવીએ હાથ જોડીને નમ્રતા પુર્વક અરજ ગુજારીને કહ્યું કે આ એકદમ અણચીંતવી લડાઇ કેમ થઇ અને આવો શીરજોરી દુશ્મન કોણ છે. આપ સાહેબનો હુકમ હોય તો તેઓ કોણ છે અને કેમ લડેછે તે સઘળી ખબર લાવી આપું. ત્યાં સુધી આપે અહીંજ રહેવું. અને બંને લશ્કરોને ભેગા થવાં દેવાં નહિ.

કવીરાજની અરજ સાંભળીને તખતસીંહ રાજાએ એટલી વાત કહી કે આપ જલદીથી ત્યાંના ખબર લાવો. તમો આવશો ત્યાંસુધી લડાઇ થશે નહિઃ રાજાના હુકમથી સાંઢણી સ્વારે લશ્કરમાં પોકાર કરીને હુકમ સંભળાવી દીધો કે કવીરાજ આવે ત્યાંસુધી કોઇએ લડાઈ કરવી નહિ એમ મહારાજશ્રીએ મુખેથી મનાઇ કરેલી છે. રાજાનું સૈન્ય તો ત્યાંજ રહ્યું. આ વખતે કવીરાજે તખતસીંહને સલામ કરી પોતે પાંચસે ઘોડેસ્વારોને લેઈ સોનાની અંબાડીવાળા પોતાના હાથી ઉપર બેશી રાજકુમાર રાયસીંગજીના લશ્કર તરફ સધાવ્યા. અને રાયસીંગજીને ખબર દેવાસારૂં આગળથી સાંઢણી સ્વાર મોકલ્યો. તેણે જઈ કહ્યું કે મહારાજ આપની પાસે પ્રભુદાસ નામનો એક કવી મળવા સારૂ આવેછે રાજકુમાર આ વાત સાંભળતાંજ ચાર કદમ આગળ ચાલી નમ્રતાપૂર્વક જેવું ઘટે તેવું સનમાન કરી કવીને મળ્યા. થયેલી વાતનો હેવાલ કવીએ પુછ્યો, જેથી રાજકુમારે તમામ વૃતાંત કહી સંભળાવ્યું. જેથી એક બીજાને ઓળખાણ પડી ત્યારે બંને જણ મનમાં પસ્તાયા.

કવીરાજ રાજકુમારની ઓળખાણ કરી તતકાળ હાથી ઉપર સ્વાર થઈ તખતસીંહ રાજાની હજુરમાં આવી પહોંચ્યો. અને સઘળું

વૃતાંત વીસ્તારીને માહારાજાને કહી સંભળાવ્યું. તખતસીંહજી આ વૃતાંત સાંભળી ક્રોધ રહીત થઈ ગયા. એટલે પોતાના પ્રધાનને બોલાવી ત્યાં સભા ભરી મોટા મોટા અમીર ઉમરાવો ભેગા થઇને એવો નીશ્ચય કર્યો કે આ લડાઈ અણુચીંતવી થઇ પડી. તેમાં કોઇની તકશીર નથી વળી એનું લશ્કર ઘણુંજ મોટું છે તેમ તે રાજાની ઉમર ઘણીજ નાની છે માટે આપણે તેને મળી સાબાસી આપવી જોઇએ એમ કહી ત્યાં સભા ભરીને રાજા રાયસીંગજીને સાબાસી આપી. અને ત્યાં બંને લશ્કર ભેગાં થયાં. ને પોતાના શેહેર તરફ ગયા.

— ❦ —

## પ્રકરણ ૧૩ મું.

આ વખતે એવું દેખાવા લાગ્યું કે જાણે જમીન ઉપર સમુદ્ર છલી ચાલ્યો હોય નૈ! અને બંને લશ્કરમાં ત્રાંબાના ઢોલ નગારાં રણતુર વાગવા લાગ્યાં. બંને લશ્કરમાંના ભાલા ધારી સુભટો હારબંધ આગળ થયાં. અને ત્યાં બંને રાજા પરસપર મળી એકજ હાથી ઉપર સ્વાર થયા બંનેના નીશાન અને નકીઓની આગળ હાર બંધાઈ ભાટ ચારણો છંદ બોલી જશ ગાવા લાગ્યાં બંનેની ફોજમાં સુરાવટી ગાયનથી વાજાં બજાવેછે અને રાજાનું લશ્કર મંદ મંદ ગતીથી ચાલેછે. બંને શેના એકઠી મળવાથી રજ ઊડી તેના લીધે સૂર્ય નારાયણની કાંન્તી ઝાંખી થઈ ગઇછે. બંને લશ્કરની વચમાં તંબુ તાંણી ચાંદની બાંધી સીંવ્રાશનો નાંખ્યાં તેમજ તેમાં જરી અને મખમલનાં બીછાનાં બીછાવ્યાં. ત્યાં આવી બંને રાજા આગળના રાજવંશીઓની રીતી પ્રમાણે મર્યાદાથી મળ્યા બંને રાજવંશીઓ એકજ આશને અને એકજ તકીએ બીરાજ્યા તે જાણે બે ઇંદ્ર એક આશને બેઠા હોય ને! એમ દેખાવા લાગ્યા. બેઉ તરફના અમીર ઊમરાવની સભા ભરાણી બેય તરફ ભાટ ચારણો જશ ગાયછે અને ગવાઇઆઓ ગાયન કરેછે. બંને રાજા પરસપર હેતેથી વાતો કરેછે તેમજ લડાઇમાં પરસપર સામ સામા ચઢયા તેનો તેઓ પોતાના મનમાં પસ્તાવો કરેછે બંને જણ માંહો માંહે કસુંબો પીને સતકાર કરેછે.

આ વખતે બંનેને ખરી રીતથી ઘણોજ સંતોષ થયો. અને મનમાંથી સલ્ય નીકળી ગયા. બંને રાજાએ ત્યાં સભા ભરી મુકામ કર્યો. માહારાજા રાયસીંગજી તેમજ તખતસીંગજીને રોશ મટીને આ વખતે સ્નેહ થયો. ત્યાર પછી મનમાંથી અફ્શોશીતજી એક બીજાની રજા લેઈ પોત પોતાના તંબુમાં ગયા. અને બંને ફોજનાં માણુ-સોને આ ખબર થતાં માંહો માંહે મીલાપ થયો. ચોપ તરફ દીશા-એ દીશાએ તંબુ તાણેલા છે. તેમાં ગુણીજનો ગાયન અને નાટકી ખેલ કરી રહ્યાછે. ઠેકાણે ઠેકાણે ચીરાકબતી ફાનશોનો પ્રકાશ થ-ઈ રહ્યોછે. ઘાથી વાગે તેવા નગારા વીગેરે ઘસવાથી વાગે એવા શારંગી વીગેરે અને ફુક મારવાથી વાગે તેવા રણતુર અને શરણા-ઈઓ વીગેરે ઉપર કહ્યા પ્રમાણે ત્રણ પ્રકારનાં વાજીત્રો વાગેછે. બં-ને રાજાને હર્ષ તેમજ દીન દીન પ્રત્યે આનંદનો ઉદય થઈ રહ્યોછે. એવી રીતે રાત્રીનું વૃતાંત વીતવાથી આકાશમાં સૂર્યનારાયણની કાં-ન્તી પ્રગટ થઈ અને તેનાં તેજશવી કીરણો સપેત તંબુ માથે ર-હેલા જડીત કળશ ઉપર તથા ધજા પતાકા અને જરીનાં નીશાનો ઉપર પ્રશરવાથી ચળકતા હજારો તંબુ એવા શોભીતા દેખાયા કે જાણે દુવારકાપુરીનાં દેવળો હોયને તખતસીંહનું આમંત્રણ માનીને રાયસીંગજી પાંચ રાત્રી સુધી ત્યાંજ રહ્યા. ત્યાર પછી પોતાની સ-ભા ભરીને રાજધાની ભણી જવાનો વીચાર કર્યો.

સૂર્યના ઉદયની સાથે રાયસીંગજીએ ફોજમાં કુચ કરવાનાં ન-ગારાં વગડાવ્યાં તેનો અવાજ સાંભળીને તખતસીંહજી રાયસીંગજી પાસે આવી ઘણા હેતથી માહારાજાને સતકાર કરી અને ઘણોજ આગ્રહ કરી કોઈ પ્રકારે ચાલવાની રજા આપી નહીં. અને મનોરંજક વા-રતાથી રાજકુમારને રીઝવીને મીથુલાપુરી સુધી તેડી જવાનો ઠરાવ કર્યો. તેજ દીવજ અને રાત્રી તો ત્યાંજ રહ્યાં. અને બીજે દીવશે ફોજ તૈયાર થવાની નોબત વાગી એટલે રાયસીંગજી સમેત તખત-સીંગજીએ કુચ કરવા સેનાને શજ કરી.

યુદ્ધાઓથી વીંટાએલા રાયસીંગજી તેમજ તખતસીંગજી બંને મળીને મીથુલાપુરીનાં રસ્તે ચાલ્યા. જમીન ઉપર લશ્ક-

રનાં ટોળેટોળાં ચાલ્યા જાયછે તે જાણે આકાશમાં મેઘની ઘટા છવરાણી હોયને અને ત્યાં ગંભીર અવાજથી ઘણા એક નંગારા વાગેછે. સેનાનાં અધીપતીઓ આ વખતે હાથી ઉપર બેઠેલા છે. કેટલાએક સુભટો જંગલની અંદર સીકાર ખેલતા આવેછે વળી એક જોજન જઇ મુકામ કરી બંને રાજા સભા ભરીને બેશેછે. તે સ્થળે નાટકનાં ખેલ થાયછે. તેથી જાણે આજ ઇંદ્રની સભા હોયને. એવી રીતે દસબાર દીવસ રસ્તામાં થયા. ત્યારે મીથુલા બેગાઉ રહ્યું. તે ઠેકાણે બંને લશ્કરે તંબુ નાંખી પડાવ કર્યા.

મીથુલાપુરીમાં વધામણી દેવા સારૂં એક ચાકરને મોકલ્યો. તેણે રાજદ્વારમાં જઇને માહારાજાના આવવાની વધામણી કહી સંભળાવી તે સાંભળીને ગામનાં સઘળા લોકો હર્ષ પામ્યા. તેમજ ઘેર ઘેર મંગળગીતો ગાવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે વાજીત્રો વાગેછે. અને સ્ત્રી પુરૂષ જાતજાતનાં સણગાર ધારણ કરેછે. પહાડસીંહ નામનાં તખતસીંહના પાટવીકુંમારે રાજાની સામે સમૈયામાં ચડવાના હેતુથી ફોજ તૈયાર કરવાનો એક નોકરને હુકમ ફરમાવ્યો:

પાહડસીંગ કુમાર પોતાના પીતા સામો ચઢયો તેથી રણતુર ઢોલ નગાર વાગ્યા તેમના જેવડા અમીર ઊમરાવના દસબાર કુંવરો હાથી ઉપર ચઢયા સોળહજાર સ્વાર પાંચહજાર પ્યાદા એટલું લશ્કર સાથે લેઈને સુર્યના કીરણ અસ્ત પામતી વખતે સેનામાં જઈને પ્રવેશ કર્યો. પોતાના પીતાના તંબુ નજીક પોતાનો તંબુ નખાવીને. પોતાના પીતા પાસે ગયો ને પોતાના પીતાને વંદન કરી તેમજ હ્રદયમાં આનંદ ધારણ કરીને રાયસીંગજીને મળ્યા સુખ ચહેનમાં નાટકની ગમતથી રાત્રી વીતી ગઇ. અને આકાશમાં સુર્ય ઊગ્યો તેના કીરણો પડવાથી તે શેહેરની મેડીઓ અને દેવાલયોનો એવો દેખાવ થયો કે જાણે રાવણની રાજધાની સોનાની લંકા હોયને. રાજાના આવવાની વધામણી સાંભળી ઊમંગ પામેલા ગામના લોકો પોતાની આંખ્યોથી રસ્તો નીહળવા બેઠાછે. સુર્ય અસ્ત થયા આગમચ છેલા મુહુરતમાં ત્રણે લશ્કરો શેહેર તરફ ચડી આવ્યા. તે વખતે વાજીત્રના અવાજથી જમીન અને આકાશ ગાજી રહ્યાં: શેહેરની

બહાર ઉપવનમાં જાત જાતના અનેક ફુલો પ્રફુલીત થઈ રહ્યાંછે. જેની કુંજગળીઓમાંથી સેના ચાલી જાયછે. બપૈયા, પોપટ, કોયલ, ચકવા અને મોર આ વખતે મધુર અવાજ કરી રહ્યાછે. ખીલેલા ફુલોની આસ-પાસ ભમરાઓ ગુંજારવ કરી રહ્યાછે. પાણીથી ભરપુર તળાવ નદી કુવા અને કુંડ વીગેરે જલાશીઓનાં કીનારે સારસ સીંચાણુ અને જળમાં રહેનારા જીવના ટોળા બેઠેલા છે. બંને રાજા સેના સાથે એવી અનેક જાતની સોભા જોતા જોતા શેહેર તરફ જાયછે. રાજાના આવવાથી લોકો હર્ષ ધરીને શેહેરના દરવાજા બહાર આવેછે. એટલું-જ નહીં પણ તે જોવાની આતુરતાથી નરનારીઓ સામે ચાલેછે. તે જાણે એક બીજું લશ્કર સામું આવતું હોયને. શેહેરના દરવાજા પાસે નીશાનો ફરકવા લાગ્યાં ને ત્યાં સુરજની કાંત્તી ઝાંખી થઇ અને દાન દેવાનો સમય થયો. તેથી અનેક બ્રાહ્મણો તેમજ કવીઓ આશીરવાદનો ઊચાર કરવા લાગ્યા. અમીર ઊમરાવોએ પોતાના રાજાને શીર ન-માવી પ્રણામ કર્યો એવી રીતે ત્રણે લશ્કરે ત્યાં શેહેરમાં પ્રવેશ કર્યો.

•

આ વખતે પહાડસિંહ કુમારની સ્વારી ડાબી બાજુ તરફ ચાલે છે, અને મહારાજા તખતસીંહ વચ્ચે ચાલે છે. રાયસીંગજીનું લ-શ્કર જમણી તરફ ચાલ્યું આવે છે, રાયસીંગજી પોતાના હાથી ઉપર બીરાજેલા છે. વળી તે લશ્કરમાં વાજીંત્રના ઘોર અવાજ થાય છે. અને નાયકાઓ નાચની સાથે ગાયન કરેછે, ભાટચારણો તેમજ ચોપદારો હાકલોની સાથે જશ ગાયછે. ઉત્સાહથી નરનારીઓ સમેત આખું નગર ઉલટી આવ્યું છે. હર્ષથી રસ્તે રસ્તે તોરણ અને ફુ-લોના હાર બાંધ્યા છે. ચૌટે ચૌટે શાથીઆ પુર્યા છે. ચોખા અબીલ અને રાતા રંગનો ગલાલ ઉડે છે અને લીલી ધ્રોથી ઢંકાએલી જ-મીન લીલી લાગે છે, ઊંચી અટારીકા અને મેડીઓમાંથી ફુલના વરસાદ પડે છે. ઠેકાણે ઠેકાણે દીપમાળ જેવું અજવાળું થઈ રહ્યુંછે, તે જાણે સો સુર્યનું અજવાળુ હોયને? વીજળી જેવી કાંત્તીવાળી સ્ત્રીઓ ઘણા શણગાર સજીને ચકમાંથી જુવેછે. હાટેહાટેથી શાહુકા-રો માથાં નીચાં કરીને નમન કરે છે. સોનાની હમેલ અને જડીત સોનાનો પાટીઆળો હાર રાયસીંગજીના ગળામાં ઝુકી રહ્યો છે રા-

જગઢમાં પ્રવેશ કરતી વખતે અંદરના નોકરોએ આવી સલામ કરી. અને રાજગઢ પાસે એક બગીચો છે જેનું નામ મોતીબાગ છે. તેમાં સૈન્ય સમેત રાયસીંગજીને ઉતારો આપ્યો. રાયસીંગજી સાથે પહાડસિંહ નાના પ્રકારની મીજબાનીઓ કરેછે. આ બાગની વચ્ચે એક સુંદર મહેલ છે. તેમાં સારી બીછાયત કરાવી નાયકાઓ પાસે નાચ કરાવે છે.

તખતસીંહ રાજા પોતાના દરબારમાં ગયા. અને રાયસીંગજીની બહાદુરીનું વિવેચન પોતાની સ્રીઓને કહી બતાવ્યું. જેથી તમામે તે રાજાને સાબાસી આપી. આ વખતે દરબારમાં રાજાનું પધારવું થતાં સ્રીઓએ જડીત્ર ઘરેણાં પહેરી લીધાં હતાં અને ત્યાં રૂશનાઈ ઘણીજ કરી હતી. તખતસીંહજી થોડીવાર ત્યાં બેસી પોતાનાં ખાનગી મહેલમાં પધાર્યા તે વખતે તખતસીંહ રાજાની સોળ રાણીએ પ્રત્યેક મહેલમાંથી સોળ સોળ દાસીઓને એકઠી કરી મહારાજાને વધાવા જવાની રજા આપી, તેથી દાસીઓ મનમાં અતી ઉમંગ લાવીને કેશર અતર ગુલાબ ચુવા અને ચંદનપાત્ર હાથમાં લીધાં તેમજ વધાવવા માટે અબીલ ગુલાલ અને મોતીઓના હારના થાળ ભરી લીધા. અને જાતજાતનાં ફુલોની છાબ ભરી ધીમીધીમી ગતીથી મંગળ ગાતીઓ જાયછે અને તેમને સોળ શણગાર ધારણ કરેલા છે. તેઓની સોળ સોળ વરસની ઉમર છે. એવી રીતે દાસીઓ જ્યાં મહારાજા બીરાજ્યા છે ત્યાં આવી મહારાજાની પુજા કરી ચંદન ચરચ્યું. અને મોતી તેમજ ફુલના હાર પહેરાવ્યા કપુરથી આરતી ઉતારી ને મુગતાફળે વધાવ્યા. મહારાજાના હૃદયમાં અતી ઉમંગ વધવાથી પોતાના તમામ ચાકરોને રજા આપી અને આવેલ દાસીઓ સાથેજ રંગમહેલમાં દાખલ થયા. તેઓની સાથે ગાયન કરાવી. રાત્રી મજેમાં કાઢી પ્રાતઃકાળે ઉઠીને તુરત રાજા રાયસીંગજી પાસે ગયા. રાયસીંગજીને હમેશાં ખાવાના પદાર્થ ભાતભાતનાં શાકપત્ર જાતજાતનાં પકવાનોનું ભોજન તેમજ બગીચાના મેહેલના આનંદથી સુર્યના ઉદયના તેમજ અસ્ત થયાની માલુમ પડતી નથી એવી રીતે મજે કરે છે.

વળી મદીરા આદી જાત જાતના કસુંબા જાત જાતનાં નોતરાં ગાયનોના ઉચ્ચાર જુદા જુદા નોતરાં અને જાત જાતની મીજબાનીઓથી રાયસીંગજી સુખચેનમાં દીવસો ગુજારેછે. તખતસીંહજીની રાણીઓ રાયસીંગજીની રાણીઓ પાસે આવે છે વળી રાયસીંગજીની રાણીઓ તખતસીંહની રાણીઓ પાસે જાય છે.

આ વખતે તખતસીંહની મીષ્ટ મીજબાની રાયસીંગજીએ માન્ય રાખી. તેમજ રાયસીંગજીનું શાણપાણું અને બહાદુરીનાં તખતસીંગજીએ વખાણ કર્યાં. આવી રીતે સુખમાં એક પખવાડીયું નીકળી જવાથી રાયસીંગજીએ ઘરે જવાની રજા માગી. ને ઘણો આગ્રહ કર્યો ત્યારે ઘણી મુશીબતે તખતસીંહ રાજાની રજા મળી. તેથી મનમાં અતીશય આનંદ વધી ગયો. આ વખતે બ્રાહ્મણો તેમજ કવીઓને બોલાવી દાન આપ્યાં. સુર્યના ઉદય સાથે કુચનાં નગારાં વાગ્યાં અને સેના સહીત રાયસીંગજી પોતાના વીદેશે જવા નીકળ્યા. સોનાની અંબાડીમાં સજેલા શણગારથી માહારાજા રાયસીંગજી બીરાજમાન થયાં. તે વખતે સુંદર રંગની પાઘ રાયસીંગજીના મસ્તકપર શોભા આપે છે.

જેમાં તોરા અને મોતીની લેહેરો ઝુકી રહીછે. હમાઉ પક્ષીનાં પીછાં નાજુક કલગી ઉપર ધારણ કર્યાં છે. તેમજ આકાશમાં ચળકતા નવગ્રહો જેવા મણીઓથી જડીત્ર શીરપેચ ઝળકી રહ્યાછે. સોનાના ગોળાકાર કુંડળ કાનમાં ચળકે છે. તેથી રાયસીંગજીનું મુખ જાણે સુર્યનું બીંબ હોય ને. કેસરના રંગથી રંગેલ બારીક જરીના બુટાથી ભરેલો ચંદન તથા અતરથી ભીંજાએલો જામો પેહેરેલો છે. મણીથી જડેલા ચોકીદાર હાર તથા મોતીની માળાઓ કંઠમાં ધારણ કરેલીછે. પાસે સોનેરી રંગનો દુશાલો શોભેછે. બીલમણીથી શોભીતા બાજુબંધ બાંધેલા છે. તેમજ જડીત્ર સોનાનાં કડાં હાથમાં પેહેરેલાં છે પલ્લવ જેવી સુંદર નાજુક આંગળીઓમાં મણીથી જડેલી વીંટીઓ ચળકાટ કરેછે. તે જાણે રાત્રીની સમયે આકાશના નક્ષેત્રોનાં કીરણો ચળકતા હોય ને. વળી સોનાનો મીણાકારી કટારની સાથે ગુલાબી રંગનો જરીઆની ફેંટો કેડે કશી લીધેલોછે. ભેટમાં જડીત્ર સોનાની

મુઠવાળી શમશેર કશી દીધીછે અને એક હાથમાં ધનુષ અને બીજા હાથમાં બાણુ ધરેલ છે. વાંસે બાંધેલા બાણથી ભરપુર સોનાના ભાથા બંને બાજુએ ઝુકી રહ્યા છે. આ વખતે એવા શોભેછે કે કરોડો કામદેવ પ્રગટ થયા હોય ને. ચોપદારની હાકલો નીશાન અને નગારાં વાગવાથી સુર્યના ઊદય સાથે સઘળું સેન કુચ કરી ચડી નીકળ્યું. માહારાજા સ્વારી સમેત રાજમેહેલ તરફ ચાલ્યા. તે વખતે અનેક વાજીંત્રના અવાજ થવાથી તખતસીંહજીની પુત્રીઓ ગુણુમંજરી અને અને ચંપાકુંવરી એ બંને ઝરૂખા ઉપર આવીને માર્ગનેત્ર અર્પણુ રાયસીંગજીને કર્યું.

આ વખતે ગુણુમંજરીએ ગુલાબનાં સુગંધીવાળા જળમાં નાહીને જરીના છેડાથી તથા જરીઅન કનેરીદાર પીરોજારંગનું ચીર પેહેરેલું છે. પગમાં વીંછીઆ તથા લંઘર પેહેર્યા છે તેમજ કમરમાં કટીમેખળા બાંધી મોતી મણી તથા ફુલના હાર ધારણુ કરેલા છે. હાથમાં બાજુબંધ બાંધી અને ચુડીઓ પેહેરી પોપટની ચાંચ સરખા નમણુા નાકમાં નથ પેહેર્યું છે કપાળમાં કેસરની આડ અને લાલ કંકુની ટીલડી ધારણુ કરેલી છે. કાનમાં ઝુમખાદાર લોલક લટકી રહ્યાંછે. તેમજ કેશમાં ગુંથેલા ફુલની લેહેરો ઝુકી રહીછે. તીર જેવા કટાક્ષવાળી આંખુમાં અંજનની રેખા ઓપી રહીછે. રાતા કમળ જેવા હાથમાં મેંદીનો રંગ ઓપેલો છે. આવી લાવણ્યવાળી ગુણુમંજરી વાજાનો ગંભીર અવાજ સાંભળવાથી પોતાના મનમાં ધીરજ રાખી શકી નહી. વાજાના અવાજની ભનક કાને પડવાથી ચમકી ઊઠી. અને ધમધમતા પગથી જમીન ઉપર કદમ ભરવા લાગી. તેથી ઝાંઝર અને લંઘરનો ઝમઝમાટ થઈ રહ્યો મનમાં અતી આતુર થઈ હ્રદયમાં અકળાઈ દોડીને ઝરૂખા ઉપર ચહી ગઈ ત્યાં ગોખને બાંધેલા ચકને ઊઠાવી ચંપાકુંવરીને આગળ લેઈ રાયસીંગજીને જોવા લાગી.

રસ્તે ચાલતા રાયસીંગજી અને ગોખમાં ઊભેલી ગુણુમંજરી એકી ટીશે સામસામા જોવા લાગ્યા. આ વખતે નજરો નજર જોડાતાં તુરત મેડીઓની ઘટામાં વીજળીની પેઠે છુપાઈ ગઈ. જેથી

જેમ નીશાન ઉપર બાણ વાગે તેમ બનેના દીલમાં પ્રેમબાણ વાગ્યાં. અજાણપણામાં પ્રેમના બાણ વાગવાથી જેમ બખતર ભેદાઈ જાય તેમ બનેના મન ભેદાઈ ગયા.

રાયસીંગજીને હાથી ઉપર ચઢીને જતા ફરીથી નીહાળવા ગુણમંજુરી ઊમંગ પામીને બીજા ઝરૂખામાં આવી ચકદુર કર્યા એટલે બેયની નજર પાછી જોડાઈ ગઈ તેથી રીઝ તો થઈ. પણ લાજ ભરી ગુણમંજરી લાજ કાઢી ભાગીને વીજળીની પેઠે સળકી ગઈ. તેથી બનેના ચીતમાં ચમક લાગી. વીરાહઅગ્નીનો ઊદયતો થયો નહી. પરંતુ પ્રેમની ચણગારી જાગ્રત થઈ. સંવત રૂતુ માશ પક્ષ અને આ ઊદય થયેલા દીવસને ધન્યછે. તેમજ પહોર ઘડી પળને પણ ધન્યછે કે મને આજે માહારાજાની સાથે પ્રેમ લાગ્યો. બાળા બીછાનાં ઉપર બેઠીતો ખરી પણ વારંમવાર ચીંતવન કર્યા કરેછે અને જે રસ્તેથી રાયસીંગજી ગયા. તે રસ્તાને આંખે જોઇને મુઝાયછે. રાયસીંગજી રસ્તે ચાલતાં મેડીએ મેડીએ જોયાં કરેછે. અને તે ગુણમંજરીનું મુખ જોઇને ફરીને કાન પાછો ફેરવે છે એમ કરતાં કરતાં બજારમાં આવ્યા ત્યાં ઠેકાણે ઠેકાણેથી સાહુકારો શીર નમાવેછે. નગરની બહાર નીકળ્યા પણ ચીતમાં જે ચટક લાગીછે તે મટતી નથી. એવી રીતે રાયસીંગજી તથા ગુણમંજરી એ બંને એક બીજાને જોવાથી બે ચીન્હ થયા.

ઊમર કીશોર છે. તેથી કહેવાનું કાંઇ બનતું નથી. પણ એક બીજાની પરશપર હ્રદયમાં ચાહનાં લાગી તેથી પોતપોતાના દીલમાં મુઝાયા કરેછે. ઔષધમાં જેમ ગુપ્ત ગુણ રહેલછે, મંત્રના વરણોમાં જેમ રૂપીછંદ રહ્યાછે. જેમ માહાદેવ પાસે અગ્ની રહ્યોછે. જેમ જળમાં પવીત્રાઇ રહેલી છે. અને જેમ વેદમાં પરબ્રહ્મ રહ્યાછે તેમ રાયસીંગજી તથા ગુણમંજરીના મનમાં છાનો પ્રેમ રહ્યો હ્રદયરૂપી પૃથ્વીમાં પ્રેમરૂપી બીજ પડયું. અને તે લાજરૂપી ખાતરમાં લપટાઈ રહ્યું. તે જ્યારે જોબનરૂપી વરસાદ વરસશે ત્યારે તેમાંથી આગળ ઉપર અમુલ્ય ઝાડ ઊગશે. મીથુલાપુરીથી ચાલેલું સૈન પોતાની જીભથી તખતસીંહજી રાજાની તારીફ કરતું કરતું સદરહુ રાજાની સ-

રહદ છોડી દેઇને પડાવ કર્યો. અને ત્યાં સુધી તખતસીંહજી રાયસીંગજીને વળાવા માટે આવેલ હતા. આ વખતે તખતસીંહજીએ સભા કરીને વીનંતી પુર્વક અરજ ગુજારી કે આપની છોટી ઊમરમાં આપે ઘણા પ્રાક્રમ કરી. ઘણા ઘણાને જીતી ફતેહ મેળવી. જેથી હું આજે ખુશી થયોછું. તેની સાથે અમારી દીકરી ગુણમંજરીને આપને અર્પણ કરૂછું. એમ કહી રહ્યા બાદ રાયસીંગજીએ તે કબુલ કર્યું. ને ત્યાંથી તેમને રજા માગી જેથી તખતસીંગજી પોતાના સેહેર ભણી ગયા અને રાયસીંગજી ગુણમંજરીની સુરત ભુલી જઇને ત્યાં શીકાર ખેલવા લાગી ગયા મુકામે મુકામે કુચ કરીને ઘણા એક દીવસે પુર્વે આવેલી વાવ જેની અંદર નાગ દેડકો હતા ત્યાં આવ્યા.

---

## પ્રકરણ ૧૪ મું.

આ વખતે બંને સીપાઈઓએ કહ્યું કે સાહેબજી આ વાવનું પાણી ઘણુંજ સરસ છે. આજે તો વાસો અહીં રહીશું. તેમ કહેવાથી તમામ લસ્કરને ત્યાં પડાવ કરવાનો હુકમ આપ્યો જેથી ત્યાં મુકામ કર્યો. બીજે દીવસે કુચ કરવાનું ફરમાન કરવાથી તમામ સૈન્ય ચાલતું થયું.

આ વખતે બંને સીપાઇઓ રાજા પાસે આવી કેહેવા લાગ્યા કે સાહેબજી આજ દીવસ સુધી આપને ને અમારે નીકટ સંબંધ હતો પરંતુ અહીંથી અમો આપની પાસેથી રજા માગીએ છીએ એમ કહી આળોટી પુર્વ રૂપે નાગ તથા દેડકો થઇ ગયા.

આ જોઇ રાજા આશ્ચર્ય પામ્યો ને કેહેવા લાગ્યો કે હે પ્રીય મીત્રો તમારે મારા વાસ્તે આટલું બધુ દુઃખ વેઠવું પડયું તેનો બદલો હું કયે ઠેકાણે વાળીશ નાગે કહ્યું કે સાહેબજી પહેલા આપના આભારી તો અમેજ થયા છીએ મારે ને દેડકાને બાર વરસનો વીયોગ હતો તે આપે વચમાં પડી મટાડી આપ્યો જેથી અમો બંને આપની સાહયતા માટે આવેલા હતા ને હવે રજા લઈએ છીએ એમ કહી તે બંને વાવમાં ઊતરી પડયા.

રાજા આ વખતે શોકસાગરમાં ગમગીન થઈ ગયો, ને વિ-

ચાર કરવા લાગ્યો કે જેણે આ દુનીઆમાં અવતાર ધારણ કરી કોઈ પ્રાણીને પરોપકાર કર્યો નથી તેની જીંદગાનીને ધીક્કાર છે. વળી ગમે તેવું સંકટ આવી પડે ને જે પુરૂષ હિંમત રાખી શકે નહિ તેને પણ ધીક્કાર છે એમ કહી ચાલી નીકળ્યો. રસ્તે ચલતા બંને સીપાઈઓ.નો અતીશય પ્યાર તેમજ તેનો વિયોગ યાદ આવતાં રાજાએ દીલગીરીની સાથે નીચે પ્રમાણે કીકરો કહ્યો.

## ( રાગ ભરથરીનો. )

આ શું કર્યુંરે ભુવન જળપતી, મારા પ્રાણ આધારજી;
તમારા વિયોગે હુંતો ટળવળું, જળ વીના તરફડે મીનજી. આ શું૦
દગારે દેઇ તમે ચાલીઆ, લીધી જળ કેરી વાટજી;
રાણી રે મારી શોક અતી ધરે,ન પીએ પાણી આપ માટજી. આ શું૦
આભારી રે અમને બહુ કર્યા, કીણુવીધ કરૂં રે પોકારજી;
આપ વિયોગ અતી સાંભળે, મરતકને મારો માં મારજી. આ શું૦
દરશન વેલા દેજો જળપતી, આવજો અમારે અવાસજી;
બનતો પ્રયત્ન હું કરૂં, બજાવીશ આપનું કામજી. આ શું૦
ધન્ય ધન્ય મીત્રો તુઝને, ગુણ કહ્યા નવ જાયજી;
આદ્યશક્તિ આશા પુરશે, સર્વોતમ મુજ માયજી. આ શું૦

રાજા કહી રહ્યા બાદ રાણીએ એકદમ આવી નીચે પ્રમાણે કહેવા માંડયું.

## ( રાગ શેઠ સગાળશા સાધુને સેવે. )

સાંભળજો પ્રીય ભાઇ હો મારા, દીલ લાગ્યું તુમ સાથ;
જંખના અહોનીશ તમારી, કહેવાની નહિ વાત.
કરે જીવ ઉદાશ મારો રે, પ્રીય ભાઇઓ મળવા પધારો.
પાંજરડુ તો ભુલુ ભમે ને, જીવ તમારી પાસ;
પાણી તરતાં આવડયું હોત તો, જલદી આવત તુમ આશ. કરે૦
અમ સરખી બહેનો તો વળી, હશે તમારે અનેક;
પણ હુંતો ખરા દીલથી જાણું, બંધવા તમે મારા એક. કરે૦
પ્રીતતો એશી કીજીએ વળી, જેસો ટંકણ ખાર;
આપ જલ્યાં પર રીઝવા પછી, ભાંગ્યા સાંધે હાડ. કરે૦

ઘેરી ભાઈઓ હોય ઘણા ને, તાલી ભાઇઓનો નહિ પાર;
ભીડ પડે તે કામ ન આવે, મારે ખરો તુમશું પ્યાર. ફરે૦
આપ તણા પ્રીય મીત્રોને, કહેશો મુજ પ્રણામ;
માતુ પીતા બેહેનીને કે'શો, પ્રણામ લેઈ મુજ નામ. ફરે૦
બંધવો મારા વેલેરા વળજો, દરશન દેવાને આપ,
રાજા તમારાની વારે ચડજો, કષ્ટ પડે દુઃખ કાપ. ફરે૦

આવી રીતે રાજા રાણી શોકમાં ગરક થઇ ફીકરો કહીને ત્યાંથી વદાય થયાં. ઘણાક દીવસ ભયાનક જંગલમાં રહી છેવટે પોતાના સસરાનું ગામ જ્યાં પોતાની પ્રીયવંદાએ છે ત્યાં આવી બહારથી કહાવી મોકલ્યું; જેથી ઇંદ્રજીતે ધામધુમથી સ્વારી સહીત સામૈયું કરી પોતાના જમાઇને શહેરમાં ગાજતેવાજતે તેડી લાવ્યા ને પૂર્વના ઓરજા મેહેલમાં ઉતારો આપ્યો. ને લશ્કરને શહેર બહાર પડાવ કરવાનો હુકમ કર્યો જેથી તેઓ ત્યાં રહ્યાં.

ચારે રાણીઓ ભેગા બેસી એક બીજાની સુખ દુઃખની વાતો કહેવા લાગ્યા. રાયસીંગજીએ પરદેશમાં જે જે કામ કર્યું તેનો ભાવાર્થ ઇંદ્રજીતને કહેવાથી તેઓ પણ અત્યંત ખુશી થયા. ને ગામમાં વાજીંત્રો વગડાવ્યાં. ને બનતા સુધારા કરાવ્યા ને આખું શહેર ઇંદ્રપુરી માફક બનાવી દીધું. ને પોતાના જમાઇનું દીલ ખુશ કર્યું.

રાયસીંગજી ત્યાં ભાવતા ભોજન કરવા લાગ્યાં. એક દીવસ હરણપરીને પોતાનો હરણુ સાંભરી આવવાથી તેમજ મારા વીના ઝુરતો હશે માટે અહીંથી સત્વર જવાનું કરવું તો ઠીક એવો વીચાર કરી ઝુરવા લાગી, રાણીનું ઊતરી ગએલું મુખ જોઈ રાજા નાખુશ થયા ને પુછવા લાગ્યા કે હે રાણી આજે તમે કેમ ઊદાશ છો. જો આ ત્રણ સ્ત્રીઓએ તમને નાખુશ કર્યા હોયતો હું તેમને તજી આપું.

રાણીએ કહ્યું સ્વામીનાથ એમાં કોઇનો દોશ નથી તેમજ હું તે માટે દીલગીર નથી પરંતુ આજે મને એક વાત યાદ આવવાથી હું શેકસાગરમાં ગમગીન થઈ ગઈછું રાજાએ કહ્યું કે તે જલદીથી કહી આપો તમે શોકમાં ગમગીન થઈ ગયાંછો તેથી મને ચેન પડતું નથી રાણીએ કહ્યું સ્વામીનાથ આપણે અહીંયાં મોજશોખ માણીએ

છીએ તેમાંથી અચાનક દૈવને કરવું હોયતો મારા દીલમાં હામ રહી જાય. મેં મારી માયાળુ સાસુની હજુ સુધી ભક્તી કરી નથી તેમજ માયાળુ સસરાનું બનતું કામ હજુ મારાથી થયું નથી, તેમ આપનું શહેર મેં જોયું નથી. વળી આપની વાહાલી પ્રજાનું મેં પાલણપોશણ કર્યું નથી તેથી હવે સત્વર આપણા દેશમાં જઇએ તો ઠીક કારણ કે આ દેહનો ભરૂંસો નથી. જેથી હૈયાની હામું હૈયામાં રહે તેટલા માટે ઉદાસી છું.

આ સાંભળી રાજા વીચારમાં પડી ગયો ને તેજ વખતે કોલ આપ્યો કે ગમે તેમ થાય તોપણ આજથી આપણે ચોથે દીવસ નીકળશું તેવાજ થોડા દીવસે સર્વેને મળીશું, ને સેવા ચાકરીનો લહાવો લેઇશું. એમ અરસપરસ વાતચીત કર્યા બાદ રાજા પોતાના સસરા પાસે ગયા.

જમાઇને આવતા જોઈ રાજા ખુશી થયો ને ઘણા હેતથી બેસવા સારૂં ખુરશી આપી ને કહ્યું કે કાંઈ હુકમ જમાઇએ કહ્યું કે મારે આજે એક અરજ કરવાની છે મારૂં વચન માન્ય રાખી મને આભારી કરો અને ખાત્રી આપો તો મારી દલીલ સંભળાવું.

રાજા અત્યંત ખુશી થયો ને કેહેવા લાગ્યો કે ભલે તમારે જે કાંઈ મને કહેવું હોયતે ખુશીથી કહો. લગારે કેહેવામાં આંચકો ખાશો નહીં. ત્યારે જમાઈ (રાયસીંગજી)એ કહ્યું કે આજ રાત્રે મને નીંદ્રા આવી નથી. કારણ કે મારૂં રાજ છોડ્યાં વરસ બાર થયાં મારા માત પીતા જઈફ ઉમરના હતા તે કોણ જાણે હશે કે નહી હોય તેટલા કારણથી તેમજ મારી માતુના તેમજ મારા પીતાના કરેલા ગુણ સાંભળી આવવાથી જીવ ઉદાશ રહેછે, માટે હવે હું રજા લઉંછું. આવું સાંભળી રાજા નાખુશ તો થયા પરંતુ પોતાનું વચન જાય તેટલા કારણથી બોલ્યા કે ફીકર નહીં સારો દાવસ જોવરાવી પધારજો.

એવી વાતચીત કરેછે તેવામાં રાજા ઇંદ્રજીતની રાણી પ્રેમપરીએ પ્રવેશ કર્યો પોતાના જમાઈને પોતાના સ્વામીનાથ પાસે બેઠેલા જોઇને ઘણા ખુશી થયા ને વીનયથી સનમુખ આવીને બેઠા.

રાજાએ કહ્યું કે આપણો જમાઈ પોતાના દેશ તરફ જવાની

રજા લેવા આવેલા છે તમારી શી મરજી છે કારણ કે હવે તેગનો જીવ ઘણોજ દુભાય છે માટે તે રાજીથી રહેતા હોય તો રાખવા નહીંતો તેમના જીવને નારાજ કરી અહીં રાખવા મારો વીચાર નથી રાણીએ કહ્યું કે હું પણ આપના મતને મળતી આવુંછું પરંતુ મેં મારી દીકરીઓને હજુ સુધી જોઇતો કરીઆવર કર્યો નથી તો આપ હવે તમામ કામ છોડી આપી દીકરીઓ વોળાવવા માટે જોઇતો સામાન ભેગો કરો તો ઠીક. રાજાએ કહ્યું કે ઠીકર નહીં આવતી કાલેથી હું તે પેરવીમાં રહીશ.

રાયસીંગજી રજા લઈ પોતાના ઉતારે આવ્યા. રાજા તથા રાણી પોતાની બંને દીકરીઓને વોળાવવાનો જોઇતો સામાન એકઠો કરવાની પેરવીમાં પડ્યા, બેચાર દીવસમાં ચારે દીકરીઓને ઘણો કરીઆવર આપ્યો ને વીદાય કરી આપ્યા. પોતાના ગામથી દસ ગાઉ સુધી રાયસીંગજી સાથે સ્વારી સહીત રાજા ઇંદ્રજીત તથા રાણી વોળાવવા ગયા. ત્યાં એક બીજા હળીમળી જુદા પડેછે. તે વખતે રાજા તથા રાણીનું હૃદય ભરાઈ આવ્યું, જેથી રોતા રોતા એક પછી એક કેહેવા લાગ્યા.

( પ્રીયા શોક છોડો તમે એ રાગ. )

બેટા વેલા તમે આવજો, મુજપર કરીને મેહેર;
કુશળ ઘરે પહોંચી કરી, પત્ર લખજો વહેલ. બેટા૦
પતિને જમાડી તમે જમજો, બોલ્યું પાળો વચન;
આણ કોઇની લોપો નહિ, રહેજો સંપીને મન. બેટા૦
મારી લાડકડી સુસીલાપરી, વળી સમુદાય બહેન;
ચારે બહેનો હળી મળી, કરજો ખુશીથી ચેન. બેટા૦
વિયોગની ઘણી વિપતી, સાલે હૃદયમાં જાણ;
ચીંતા ન કરશો દીકરી, લેજો સાસરીએ લાણ. બેટા૦
મારી શીખામણ માનજો, સુકુળના તમે તન;
કુળને કલંક આવે નહિ, એમ કરજો રતન. બેટા૦

એમ કહી ઘરના સહકુટંબ સહીત રાજા ઇંદ્રજીત તથા રાણી પ્રેમભરી પાછા વળ્યા ને ઘરે આવ્યા. બાદ રાયસીંગજી પોતાની ચારે

રાણીઓને લેઇ ચાલી નીકળ્યા. ઘણાએક દીવસે જે ઠેકાણે મૃગ અને હરણી મળેલ તે જગોપર આવ્યા. હરણીએ પોતાનું આશ્રમ જોયું જેથી પોતાનો મૃગ સાંભળી આવ્યો તેથી ત્યાં તે રથમાંથી હેઠે ઉતરી પડી, રાજાના સન્મુખ જઈ અરજ ગુજારવા લાગી કે, હે સ્વામીનાથ, આપણે આજે દરરોજ કરતાં વધારે પંથ કર્યો છે. જેથી આજનો વાસો અહીંજ રહીશું. રાણીનું કહેવું માન્ય રાખી તમામ લશ્કરને અહીંજ પડાવ નાંખવાનો હુકમ કરો. જેથી લશ્કરી માણસોએ ત્યાં પડાવ કર્યો. પ્રાતઃકાળે હરણીએ પોતાના સ્વામીને બાથ ભીડી કહ્યું કે, સ્વામીનાથ જ્યાંસુધી તમારે ને મારે નીકટ સંબંધ હતો ત્યાંસુધી મેં ખાધુંપીધું અને ચેનબાજીઓ કરી; પરંતુ હવે હું આપની પાસેથી રજા લઉછું, ને હું આપની અત્યંત આભારી થએલછું, તેનો બદલો મારાથી હજુસુધી વળ્યો નથી, ને હું તેનો બદલો કયે ઠેકાણે વાળીશ. મારો અપરાધ માફ કરજો. આ સાંભળી રાજા ચકીત થયો. ને વિચારવા લાગ્યો કે આતે સ્ત્રી શું બોલેછે એમ કહી પોતાની સ્ત્રીએ બાથ ભીડેલ તે છોડાવી કહેવા લાગ્યો કે હે પ્રીયવંદા આ તું શું બોલેછે. રાણીએ કહ્યું કે હું ખરે-ખરૂં બોલુંછું. હુંતો ફક્ત તમારી શહાયતા માટે સાથે આવેલ હતી પૂર્વની વાત કહી બતાવીને એકદમ મુર્છીત થઈ જમીન ઉપર પડી. આળોટવા લાગી જેથી પુર્વરૂપે થઇ ગઈ. ને ત્યાંથી એકદમ ચાલી નીકળી. રાજા આ બનાવ જોઇ તેમજ તેનો કરેલો પરોપકાર દીલમાં લાવી. વિયોગના મોહરૂપી બાણનો પોતાને માથે પ્રહાર થવાથી અત્યંત શોકસાગરમાં ડુબી ગયો ને લમણે હાથ દેઇ કહેવા લાગ્યો.

હે મારી પ્રાણપ્રીયા તમારા વીના મને ચેન પડતું નથી. ઓરી આવ ઓ કયાં ગઈ. મુને મોઢું તો બતાવ, તારે આમ કરવું હતું ત્યારે મુને મોહના પાશમાં નાંખવાનું શું પ્રયોજન હતું, તમારા ગુણ તથા કૃત્યો સાંભળી આવતાં મુને દરરોજ ઘણોજ આનંદ થતો, આ વખત તમારા વિયોગથી હું ઘણોજ દીલગીર થયોછું. અરે રામ રામ એમ કહી મુર્છીત થઇ પાછો ધરણીપર પડ્યો. આ વખતે પોતાની ત્રણ રાણીઓ પાસે આવી ઘણી સમજુતીની સાથ સાવધ કર્યો

પરંતુ તેને મોહરૂપી બાણ લાગવાથી રોતો રોતો નિચે પ્રમાણે કહેવા લાગ્યો.

(રાગ સંદેશાનો,)

મુકી શું ચાલીરે પ્યારી માનની,
ભુંડી કાંઈક કષ્ટ અમારૂં જાણ જો;
નઠોર ન છેક થઇ મન વીચારીએ,
શીદ ખુડાડે બાંધી સાથે પ્રાણ જો. મુકી૦
પ્યાર કર્યો પહેલાં રે પ્યારી હું થકી,
છીવડો જોડી કીધો મુને ખુશ જો;
વહાલું મીઠું હેત હતું હૈયા વીશે,
એતો તેં કીધુંછે ખારૂ ઉશ જો. મુકી૦
વેર કયાં વાળા રે આપે વેદનાં,
કોઇ બીગાડ નથી કીધો મે નામ જો;
તોય રૂઠી રહી કેમ અરે પ્યારી કહે,
નેહ કરીને નર થઇએ નીમકહરામ જો. મુકી૦
સમજીને સુખ આપ મટાડી દુઃખડાં,
છેલીવેલી અમથી રીસું છોડ જો;
બોલી હેતે નાથ આ વખતે મુઝાઊંછું;
આજ અમારી જબરી ત્રુટી જોડ જો. મુકી૦
મન સ્થીર તે મારૂં કયમ રહેશે અરે,
ધીરજ હૈયે દેશે તુ વીણ કોણ જો;
પરમ સ્નેહી પ્રીયા કષ્ટ બહુ પડયું,
હેતમાંહી પીડાયો હું ભાગ્યહીણ જો. મુકી૦

એમ કહી પાછો ધરણી ઉપર ઢળી પડ્યો. થોડી વારે સાવધ થઇ પ્યારીના મોડરૂપી કટાક્ષ યાદ આવતાં પાછો વળી કહેવા લાગ્યો.

(રાગ ઉપરનો.)

બહુ ખુરૂ કીધું રે પ્યારી માહરી,
આ મન કરીએ પ્રથમ જોડી પ્યાર જો;
સવળાનું અવળુ તે તને સુઝીયું,

અસત્ય કાંઈ પણ ઉચરી નહિ ઇનકાર જો. બહુ૦
નીરદોશીનું નામ કદી વદીએ નહિ,
દોસીત હું તો દેવુંતું મુજ નામ જો;
કદીએ આવું ફરી થકી કરીશમાં,
કયા વેરીનું સાર્યુંછે તેં કામ જો. બહુ૦
દુ:ખથી ડરીને જીભથી જુઠું તો વદી,
આપ ઉપરથી તેં ઉપાડી દીધ જો;
યાર ઉપર નાખું રે તે નીર્દય થઈ,
કપટ કલેશ ને કષ્ટ કામ તેં કીધ જો. બહુ૦
હશે હવે જે હોવાનું તેતો થયું,
થઈ ગયું તે મિથ્યા ન થનાર જો;
શોક હવે તેનો કરવો તે કાંઈ નહિ,
પણ ભુંડી પીડા બાંધી તેં પ્યાર જો. બહુ૦
એ ઓરતો ઉરમાં તારો અતી ઘણો,
વારમ્વાર થાએ મુને વિચાર જો;
પરમ સ્નેહી ચાલી શૈનમાં વાતડી,
સુગણ સ્નેહી વીતાડી આવાર જો. બહુ૦

એમ કહી પાછો મુર્છીત થઇ ગયો. ત્રણે રાણીઓએ તેની આંખો દબાવી સાવધ કર્યો. થોડીવારે વિયોગી રાણીનો કુચનો દેખાવ સાંભળી તેમજ તરૂણવયનું શરીર સાંભળી આવ્યું જેથી પાછો ઉભો થઇ પડતું મુકી નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

( રાગ ઉપરનો. )

છોડી શું દીધા રે પ્યારી પ્રેમને,
આપ જોડી પ્રીતી કરીને પ્રાણ જો;
આપ તણી આશા આણીને ઉચરો,
વાંસળથી હું વદીઓછું વાણ જો. છોડી૦
કોઇ થકી કદીએ નવ જાઉ છેતર્યો,
તેતો પડ્યો પ્રેમ પાસની માંય જો;
બાંધીને લીધો રે ચારે બાજુએ,

જવા બહાર જણાય ન યુક્તિ ન્યાય જો. છોડી૦
મોંહીત થયો મુરખ જેવો હું તું થકી,
પ્રેમ બંધ થઈ નહિ વિચાર્યું સાર જો;
મોહ જાળમાં ફસ્યો બન્યો હું બાવરો,
લપટાયો ડુબ્યો દોસ્તી મોઝાર જો. છોડી૦
પ્રથમ તીર માર્યો રે પ્યારી પ્રેમથી,
ભેદુ ભીતર તોય લહી નહિ પીડ જો;
પાછળથી પીડા રે તેં પુરી કરી,
ચતુરા તેથી ચીત ચડી છે ચીડ જો. છોડી૦
તીર કાઢતાં પ્રાણ જાય છે પીડથી,
હાય મુઝાઉં અતી હૈયા મોઝાર જો;
કેમ કરવું તે કાંઈ નથી હવે સુઝતું,
પરમ સ્નેહી પ્યારી ન કરશો પ્રીત જો. છોડી૦

## પ્રકરણ ૧૫ મું.

હે પ્યારી હવે તો દુઃખની સીમા આવી રહી જરા ઓરી આવી તારા મુખાર્વિંદનો દેખાવતો દે. મેં શા અપરાધ કર્યા છે કે તું મોહના બાણુમાં ફસાવી ચાલી નીકળી, તારા મોહબાણ મુને બહુ ભેદે છે. તારા વીના મને પડતી આફતમાંથી કોણ બચાવી લેશે. અરે નિર્દય તારે આમ કરવું હતું ત્યારે મારાથી પ્રેમની ગાંઠ બાંધવી નહોતી. હું તને કેટલીવાર કહું હશે ખેર શીવ શીવ શીવ ! ! તેં મારા ઉપર કુદ્રષ્ટી કરી કેમ દુઃખનો વરસાદ વરસાવ્યો. તારે તો રાય અને રંક સરખાસરખી રાખવા જોઇએ. આ વખત મનેજ દુઃખીઓ કર્યો. હે ઇશ્વર મારા ઉપર એક વખત રહેમ લાવી મારી પ્રાણપ્યારીનું મુખાર્વિંદ બતાવ. હું જીવતાસુધી તારી શેવા કરવી ચુકીશ નહિ એમ કહેતો કહેતો શોકમાં પાછો ગરક થઇ ગયો.

આ વખતે એકદમ સુશીલાપરી આવી કહેવા લાગી. આહા પ્રાણપતી આ શું આપ આટલા હીમતવાન છતાં આમ શું કલ્પાંત કરોછો. ત્યાં સમુદાયપરી આવેછે તેને આવતી જોઇ સુશીલાએ પો-

તાના પતીની મુર્છાની હકીકત કહી ગળગળીત થઈ જાયછે. સમુદાય-પરી કહેછે કે અરે સુશીલા બેહેન રાજા ગભરાઈ ગયા તેને શાંત કરવાનું તો એક તરફ રહ્યું. ત્યાં તમે વળી આટલો સંતાપ કેમ કરોછો. સુશીલાએ કહ્યું હું જાણુંછું જે પરમેશ્વરની ગતી ગહન છે. તથાપી કોઈનો વિયોગ થાય અગર મરી જાય તે સારૂં આપણને કેવું લાગે તે વિશે આપજ ખ્યાલ કરો. હું આપણા બંને ચાકરોને તેમજ વહાલી હરણ બહેનને સદગુણી મીત્ર તરીકે જાણતી હતી. પરંતુ હજી આપણે સસરાના ઘરે કુશળથી પહોંચ્યાં નથી. તેટલામાં તો રસ્તામાં આ બનાવ બન્યો. બહેન તેનું બોલવું ચાલવું તેમજ તેમણે જે કામ કરી આપણા સ્વામીને આભારી કર્યા છે તેનો બદલો હવે કોઈ ઠેકાણે વાળી શકીએ તેમ નથી.

આપણા સ્વામીનાથ તે ફકત તેમના કરેલાં કૃત્યો ઉપર ધ્યાન દેઈ ઝુરે છે. અને તેમને વારંવાર મુર્છા આવવાથી તેમજ તેમનો ચહેરો દીલગીર થવાથી મારૂં હૈયું ભરાઈ આવ્યું છે, જેથી હું પણ શોકમાં ડુબી પડીછું આ સાંભળી સમુદાય તથા સુશીલા કહેવા લાગ્યાં કે હે ઈશ્વર અમારા પ્રાણપતીને થતા વીયોગની વેદનાને જલદીથી મટાડ. અરે હરણ બહેન જરા અહીં આવી આપણા પતીનું ઉતરી ગયેલું મુખ તો જો. તારૂં કાળજું આટલું બધું કઠણ કેમ થયું છે તુને જરાકે પ્રીતીનો પાશ લાગતો નથી. ઓરી આવ ઓરી આવ એમ કહી બંને બેહેનો હરણપરીને પીટકાર દીએ છે.

( દોહરો. )

સ્નેહ કરી શું વઈ ગઈ, આવને ધીરજ આણ;
માર માથડે મોતનો, માટે લેને લાણ.
અલગાં રહીને ઉરમાં, બહુ થાઈ ઉદાશ;
મરી જશું જો બેહેનડી, રહી જશે ઉર આશ.
પ્રીતવછોયાં જે પડ્યાં, હૈડે હરખ ન હોય;
ઊંઘે આરોગે નહીં, રાત દીવસ તે રોય.
કામ વિનાના કાઢવા, દહાડા દિલગીરી માંય;
એકે અર્થ સરે નહીં, પ્રીતવછોયાં જયાંય.

આમ કહી સુશીલાએ સમુદાયપરીને કહ્યું કે બહેન આ વખતે જે તું કહેછે તે સાચેસાચું છે. આપણે જેની સાથે સ્નેહ વધારવા પ્રયત્ન કર્યા કરીએ છીએ અને ફીકર રાખીએ છીએ. તે કેવળ અઘટીત છે. આપણને પ્રીતી રાખવા અને સ્નેહ વધારવાની જે કાળજી છે. તેના કરતાં દુનીયામાં જય કરવાની પરમેશ્વરને વધારે કાળજી રાખવી જોઇએ. તેમ તેનો અમલ પણ કરવો જોઇએ. તમામ કુટુંબ એકઠું મળી બેશીએ છીએ. ત્યારે આપણા ઘરની શોભા કેવી લાગે છે અને તેમાંથી એક બીજાનો વિયોગ થાય છે. ત્યારે દુઃખ સહન કરવું પડેછે. તો હે બેન સુખ દુઃખ ભોગવવું તે ઈશ્વરે તેના હાથમાંજ રાખેલું છે. એટલે કોઈથી પ્રીતી થાય તો હર્ષ કરવો નહીં અને વીયોગથી શોક કરવો નહીં પ્રથમથીજ પ્રીતી રાખવાથી અંતે તેટલોજ શોક કરવો પડેછે. માટે હે બહેન શાસ્ત્રોમાં કહ્યુંછે કે, **"स्नेह दुःखानी मुलानी"** એ શાસ્ત્રનું વચન છે. માટે હે પ્રાણનાથ તથા હે બહેન આ વખતે શોકને છોડી દેઈ એક જગકર્ત્તા ઈશ્વર ઉપર આધાર રાખી હીમત રાખીશું તો કાલે વીયોગ મટી સંયોગ થશે એવા બોધનાં વચન સાંભળી રાજા એકદમ બેઠા થયા ને કહેવા લાગ્યા કે હે સ્રી તમે જે વાત કહી તે સત્યછે પરંતુ આ સ્રીએ મુને ઘણોજ પરોપકાર કર્યો છે. વળી સાંભળ એમ કહી નીચે પ્રમાણે કહેવા લાગ્યો.

( દોહરો. )

પ્રીયસખી તુંને કહું, સાંભળ મારી વાત;
અતીદુ:ખી હુંતો થયો, કાંઇ રહ્યું ન પછાત.
રીત એક સુઝે નહીં, મુઢ બન્યો આ વાર;
ત્રણેના વિયોગથી, બન્યો બાવરો યાર.

અરે સખી મારાથી વધારે બોલાતું નથી. અને છાતીમાં ગભરાટ અતીશે ઊછળે છે. આવું કહેતાં નીલમપરીએ એકદમ ત્યાં પ્રવેશ કર્યો. ને કહેવા લાગ્યા કે હે સ્વામીનાથ આપે બારવરસમાં જે જે દુઃખો સહ્યાંછે. તે અસહયછે પરંતુ પરમેશ્વરના ઘરથી નીરૂપાય છીએ. કદી પરમેશ્વરે આપણા હાથમાં થતો વીયોગ અટકાય-

વાનો હુનર આપ્યો હોતતો તેઓને ગમે ત્યાંથી લાવી શકત. શું તમે જાણુતા નથી કે મુવા પાછળ કોઈથી મરાતું નથી. અને વીયોગ પાછળ વીયોગી થવાતું નથી. તેમજ કોઈ વિયોગી કરવા જાયછે. તેની કેવી બેવકુફી કહેવાયછે. જે દુઃખ પડે તે માણુસે સહન કરવું જોઇએ. કદી આપણે એમ જાણુતા હોઇએ કે આવી પ્રીતી મારે કોઇ સાથે થશે નહીં તે વાત ખરીછે. તેઓએ આપનું કામ ખરે ખરૂં બજાવેલું છે. પરંતુ હવે સમઝવું કે તેઓ મરી ગયાછે. મુવા પાછળ રોયા કકળ્યાથી તે કાંઇ પાછા આવી સહાય કરતા નથી. માટે જે જીવતું છે તેના ઉપર માયા મમતા કરવી લાજમછે. પરંતુ મુવા પાછળ સોગ કરવો તે લાજીમ નથી. માટે હે સ્વામીનાથ હવે તે વાત એક બાજુપર મુકી દેઇ અહીથી કુચ કરી ઘર તરફ જઇએ તો ઠીક. હવે તો પરમેશ્વર ઉપર વીસ્વાસ રાખી એક એ- કીનથી તેની ભકિત કરીશું તો આપણું કલ્યાણ થશે. રાજાએ કહ્યું કે હે પ્રાણુપીયારી તમે જે કહોછો તે હું બધું સાચું જાણુંછું. પરંતુ તે બે મીત્ર વીના તેમજ મારી વ્હાલી પ્રાણુપીયારી વીના ઘરે જવું તે મુને ઠીક લાગતું નથી. અને મારૂં હ્રદય ઘણુંજ ગભરાયછે. અને તેથી હું શોક કરૂંછું રાણી નીલમપરીએ કહ્યું કે ઇશ્વરી માયા આગળ આપણે શોક કરીશું તે શું કામનો છે. વળી પરમેશ્વરની દ્દઢ ભકિત કરીશું તો કોઇ દીવસ સંયોગી થઇશું. પણ ગયું તે પાછું મળવાનુ નથી. માટે સાંતીથી પોતાના ઘરે જવું જોઇએ. એવી એક બીજા સાથે વાત ચીત થવાથી રાજાને હીમત આવી. તેથી તમામ લશ્કરને કુચ કરવાનું કહ્યું. જેથી તમામ લોકો તૈયાર થયા. ને ત્યાં કુચના નગારા વાગ્યા. રાયસીંગજી આ વખતે દરરોજ દસ કોસ ઉપર પડા- વ કરેછે એમ કરતા કરતા ઘણા એક દીવસે પાસેના એક બપૈયા વનમાં જેની અંદર વીવીધ જાતના જાનવરો ગર્જના કરતા દીઠાં ત્યાં આવી પહોંચ્યાં.

આ વખતે રાજાએ તમામ લસ્કરને સાવચેત રહેવા હુકમ કર્યો. ને ત્યાં વાસો રહી બીજે દીવસે આગળ ચાલ્યા. દરમીઆન ઘણા એક દીવસે શ્રીનગર શહેરે આવ્યા. શેહરની બહાર પડાવ કર્યો. આથી ત્યાંના રાજાને જાહેર થયું જેથી તે સામૈયુ લેઈ સામો તેડવા આવ્યો

બંને રાજા પરસપર મળી બડે આડમ્બરે શહેરમાં આવ્યા. અને તેઓને ઊતારો આપ્યો. તે રાજા રાયસીંગજીના પીતાના દોસ્ત હતા તેથી તેઓએ સારી સરભરા કરવા માંડી. રાજા રાયસીંગજી અત્યંત ચાલાક હોવાથી તે શહેરના રાજાનો પ્યાર તેના ઉપર અતીશે વધી પડ્યો. એક દીવસે શ્રીનગરના રાજાએ પોતાની રાણીને કહ્યું કે આપણા ઘરે જે પરોણો આવેલ છે તે કંકાવટીના રાજા મહારસીંહજીના પાટવીકુંમાર છે. તે ઘરેથી બારવર્ષનો વનવાસ લેઇ એક શુકનનું પરીખળ જોવા સારૂં નીકળ્યા હતા. પરંતુ તેમના કહેવા ઉપરથી તેની બાહાદુરીના હું શું વખાણ કરૂં ને તે ત્રણ રાણીઓ પરણી આવ્યા છે. આપણી બેટી કમળાવતી તેનું ઘર સોભાવે તેવીછે તમારી મરજી હોયતો આની સાથે પરણાવવાની વાત ચીત કરૂં. ને રાયસીંગજીને સમજાવું તેમનો પ્યાર મારા ઉપર અત્યંત છે એટલે સમજશે એવી મારા દીલને ખાત્રીછે. આવું કહેવાથી તેણે ખુશી બતાવી.

શ્રીનગરના માહારાજા ત્યાંથી એકદમ રાયસીંગજીના ઊતારે આવ્યા. રાજાને આવતા જોઇ રાયસીંગજીએ વીનયથી ઊભા થઈ સીંઘાશન આપી કહ્યું કે. પધારીએ આજે મારા ઉપર કૃપા કરી મારે ઊતારે પધાર્યા. શું ફરમાન છે. ચંપકશેને કહ્યું કે સાહેબજી મારે આપની પાસે એક જરૂરી કામછે. માટે આજે અહીં આવ્યોછું, પ્રથમ આપને માટે તમારા પીતાશ્રીએ મારી દીકરીનું માગું મોકલ્યું હતું પરંતુ આપ વીદેશ પધાર્યા હતાં જેથી તે વાત બંધ રાખી હતી. તો આજે ઇશ્વરે ઘેર બેઠા આપના દર્શનનો લાભ આપ્યોછે તો આપની પાસે વિનંતી કરવા આવેલછું. આપ મારી દીકરી સાથે વરો. આ સાંભળી રાયસીંગજીએ કહ્યું રાજેંદ્ર આ વિષે જે વખત હું પ્રદેશ ગયો નહોતો ત્યારે તમારી દીકરી માટે મારા પીતાશ્રીએ કહ્યું હતું પરંતુ હું આજ દીન સુધી તેનો વીચાર કરતો હતો માટે આજે હું આપનું કહેવું માન્ય રાખુછું ચંપકસેને કહ્યું કે મારી સ્ત્રીઓ મુને દરરોજ કહેતી હતી કે તમારી દીકરી કમળાવતીનાં જેવા ગુણ કંકાવટીના રાજા મહારસીંગજીના પાટવીકુંમાર રાયસીંગજી વિના બીજા કોઇમાં નથી. તો આજસુધી તમારી રાહ જોઇ બેઠા છઇએ.

હવે આવતી કાલે સારો દીવસછે. તેથી આ મંગલીક કામ કરીએ. રાયસીંગજીએ ખુશી બતાવી જેથી રાજા ઘણોજ હર્ષિત થયો અને પોતાના દરબારમાં આવ્યો. રાયસીંગજી પોતાના અંતપુરમાં જઇ આ બીના ત્રણે રાણીઓને સંભળાવી જેથી તેઓ પણ ખુશી થયા. બીજે દીવસે ચંપકસેને પોતાના કારભારીને કહ્યું કે આપણી બેઠકમાં ગલીચા પાથરી તૈયાર રાખીછે કે નહીં જો ન રાખી હોયતો જાઓ જલદી જઇ તૈયાર કરાવો. પેલા રાયસીંગજીના માણસો તથા તેમના તરફથી ગોર આવેછે. તે આવ્યા અગાઊ તું તૈયાર કરી રાખજે. તે સાથે ગુલાબજળ અતર અરગજા કેશર કસ્તુરી પાન સોપારી વીગેરે સામગ્રી પણ તૈયાર રાખજે. પ્રધાને કહ્યું કે સાહેબજી આપ ત્યાં પધારો મેં વેહેલાં ઉઠી બેઠક તૈયાર કરાવી રાખેલ છે. રાયસીંગજીના માણસો ગોર વીગેરે એક રકાબીમાં કુમકુમ કેશર અક્ષત વીગેરે વીવાહની સામગ્રી લેઇ આવ્યા તે વખતે ચંપકસેને કહ્યું પધારો સાહેબજી ગોરને પગે લાગીએછીએ. ગોરે કહ્યું માહારાજ તમારૂં સદૈવ કલ્યાણ હજો. રાજા મદારસીંગજીના પાટવીકુંમાર રાયસીંગજીએ વીનંતી કરાવીછે કે આપની સોભાગ્યવંતી બેટી કમળાવતી વેરે આજથી વીવાહની ગાંઠ બાંધીછે, અને અમોને તેજ કામ સારૂં મોકલેલછે. તો તમો તમારા સદકુટંબને બોલાવો એટલે ચોખા ખાઈએ. ચંપકસેન તમામને બોલાવે છે. સર્વ આવેછે એટલે ગોર કુમકુમનો ચાંદલો કરીં ચોખા ચોડેછે. એ પ્રમાણે કન્યાદાનની ક્રીયા પુરી થઈ રહ્યા પછી સર્વ જમ્યા. અને આવેલ ગોરને સો રૂપીઆ આપવા પ્રધાનને હુકમ કર્યો તેથી તે લેઇ આવ્યો. જેથી રાજાએ કહ્યું કે ગોર માહારાજ આ દક્ષણા લેઇ હવે સુખેથી પધારો. અને રાયસીંગજીને મારા ઘણા સ્નેહથી સલામ કરી અમને બહુ કૃતાર્થ કર્યા એમ વીનંતી કરજો.

ગોરે કહ્યું વારૂ સાહેબ આજ્ઞા હોયતો જઇએ રાજાયે આજ્ઞા આપી જેથી તેઓ ઉતારે આવ્યા. ને તમામ હકીકત રાયસીંગજીને કહી સંભળાવી. જેથી તેઓ અસંત ખુશી થયા. આ વાત જનાનખાનામાં ગઈ તમામ રાણીઓ રાજા પાસે આવી કહેવા લાગી કે

પ્રાણનાથ આજે આપણને પરમેશ્વરે ઊછરંગનો દીવસ દેખાડયો છે પરમેશ્વરની લીલા એવીછે કે જેનું વર્ણન થઈ શકતું નથી. આપણને આજ સુધી કેવા સુખ દુઃખ સહન કરવા પડયાછે. અને ઈશ્વરની કૃપાથી આજે આપણે અહીયાં આવ્યા છીએ. અને આજે લગનનો દીવસ છે. આ ઊત્સવ ઉપર ચંપકસેને કુમકુમ પત્રીઓ તેના સગા ઉપર લખી હતી. તેઓ પણ આવી પહોચ્યાંછે જેથી ચંપકસેનનું આંગણું આજે કેવું રળીઆમણું લાગેછે રાયસીંગજીએ કહ્યું કે પરમેશ્વરની લીલા અપાર છે. આપણા જેવા પરેણાથી તેમનું આંગણું રળીઆમણું લાગે તેમાં શી નવાઇ આજે લગનનો દીવસછે માટે સર્વ સૈનના માણસોને નવો પોશાક ધારણ કરી ગાજતે વાજતે ચંપકસેનના ધરે જવા હુકમ આપ્યો જેથી તમામ માણસોએ સણગાર સજયાં. ને ચંપકસેનના દરબારમાં ગાજતે વાજતે ગયા.

આ વખતે ચંપકસેને પોતાના ગોરને કહ્યું વરને ઊતારી માંડવે પધરાવો. કારણ કે હવે લગનનું ચોઘડીયું બેસવાની તૈયારી છે. ગોરે કહ્યું બહુ સારૂં આપનો હુકમ હોયતો વરને ચોરીમાં પધરાવી હસ્તમીલાપન કરાવું. ચંપકશેને કહ્યું કે ખુશીથી હસ્તમીલાપન કરાવો. આ વખતે માણસોએ ચંપકસેનને કહ્યું સાહેબજી આપણી કમળાવતીએ ધરેણાં થોડાં પહેર્યા છે પરંતુ તેનો સદગુણથી ભરપુર ચેહેરો કેવો મનોરંજક લાગેછે. રાજાએ કહ્યું તેમાં શું કહેવું. લગન વીધી થઈ રહ્યાં પછી રીત પ્રમાણે વેવાઇઓએ એક બીજાને ફટાણા દેવા જોઇએ તેના બદલે બંને વેવાઇઓ અને પ્રજા વીદ્વાન હોવાથી એક બીજાને ફટાણા અને અપશબ્દની ગાળો ન દેતા આભારી ગીતો ગાવા સારૂ સ્ત્રીઓને કહ્યું જેથી તેઓએ ઘણાં સરસ ગીતો ગાયાં. અને જાનને ઊતારે વીદાય કરી. આ વખતે રાયસીંગજી તમામ રાણીઓ સાથે હાસ્યવીનોદ કરેછે.

એક દીવસે તે શહેરની બહાર પોતાની સૈન્ય નજીક એક તપેશ્વરી જોગી આવી તપસ્યા કરતો હતો. ત્યાં શેહેરની તમામ રૈયત જોવા મળી. આ વખતે રાયસીંગજી પોતાના ઊતારાના મેહેલના ઝરૂખામાં બેઠા હતા. પ્રજાનાં ટોળેટોળાં જતાં દેખી પુછયું કે તમે

કયાં જાઓછો પ્રજાએ કહ્યું સાહેબજી આ શહેરની બહાર એક જોગી ઊંધે મસ્તકે ટીંગાઈ નીચે અગનીની જ્વાળા પ્રગટી તપસ્યા કરેછે. તેને સર્વ મળી જોવા જઇએ છીએ. આ સાંભળી રાયસીંગજી પણ પ્રજા સાથે જોવા ચાલી નીકળ્યાં. તપેશ્વરી મહાન પુરૂષ હોવાથી આ રાજાએ નમસ્કાર કર્યો જેથી જોગીરાજે રાયસીંગજીને બોધનાં વચન નીચે પ્રમાણે કહ્યાં.

સત્યથી ચાલવું અનીતીના પાયા ઉપર પગ ભરવો નહીં. ધર્મ ત્યાં જય રહેલી છે. પાપથી પાછું હઠવું. ધર્મની આગળ ધાવું. એવી રીતે ઘણીવાર રાયસીંગજીને બોધ આપ્યા બાદ રાયસીંગજી ઊતારે ગયા ને જોગીરાજનાં વચનો યાદ લાવી વીચાર કરવા લાગ્યાં.

આહાહા આ જોગીરાજ ઘણાજ બુદ્ધીવાન છે. રાજાને તેની વાંણી સદબોધક લાગવાથી દીનપ્રતીદીન તેની પાસે જવા લાગ્યો. કેટલેક દીવસે નીશ્ચય કર્યું કે રાજપાટ દીકરા સ્ત્રીઓ માત પીતા આદી તમામ સ્વાર્થનું સગું છે. મેં પૈસો ઘણો મેળવ્યો છે. આ દેહ પડી ગયા પછી તે શું કામનો હવેતો આપણે આ દેહનું સાર્થક કરવું જોઇએ. એમ વિચારી પોતાના સસરાની ઘણી મુશીબતે રજા માગી. ને ત્યાંથી ઘર તરફ વળ્યાં. ને થોડાક દીવસે પોતાના શહેરના ગાંદરે આવી પડાવ કર્યો. આ ખબર પોતાના પીતાને કહાવી મોકલી. જેથી પીતાને વીયોગનું દુઃખ હતું તે મટી ગયું. આ વખતે રાજાએ સ્વારી કરી પોતાના પુત્રને શહેરમાં ગાજતે વાજતે લાવ્યા. માતુશ્રીએ તેમજ વહાલી પ્રજાએ બહુ આડંબરે મોતીડે વધાવ્યાં અને શહેરમાં ઘરે ઘરે તોરણ તેમજ વાજીંત્ર વગડાવ્યાં. શહેરના સુધારા ઘણા સરસ કરાવ્યા.

બીજે દીવસે પોતાના જામદાનખાનામાં કચેરી કરી તમામને ભેગા કર્યા મોટા મોટા પટાવતો તેમજ કારભારીઓ આવેલ જોઈ રાજા મહારસીંગજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું.

---

## પ્રકરણ ૧૬ મું.

હે મારા પ્રીયપ્રધાન તથા સભાસદો આપણને પરમેશ્વરે આજે

ઊછરંગનો દીવસ દેખાડ્યો છે. પરમેશ્વરની લીલા એવીછે કે જેનું વર્ણન થઈ શકતું નથી. જેના માટે આપણે કેટલાં વળખાં મારતા હતા. તે અંતે ઈશ્વરની કૃપાથી મારો પુત્ર રાયસીંગજી કુશળથી ઘરે આવ્યો અને તે ચાર સ્ત્રીઓ પરણી લાવ્યા છે તેની બહાદુરીનું વર્ણન કરી શકવાની જો કે આપણે વાત કરવા જઇશું તો પુરતા શબ્દ નહી મળવાથી અટકવું પડશે. આજે તે મારી પાસે બેઠા છે. જેથી સભા કેવી રળીઆમણી લાગેછે. પ્રધાને કહ્યું કે સાહેબજી પરમેશ્વરની લીલા અપાર છે. આપ દીકરા સારૂં કેવા ઊતકંઠીત હતા તે ઊતકંઠા તેની કૃપાથી પુર્ણ થઈ અને આ લહાવો લેઈએ છીએ. જેથી આપણી સભા રળીઆમણી લાગે તેમાં નવાઈ શી. એમ કહી પ્રધાન ચુપ રહ્યા ત્યાં રાયસીંગજીની માતુશ્રી પાંચે વહુ રોને સાથે લેઇ ઓઝલમાં બેઠા અને કહેવા લાગ્યા કે,

મારો પુત્ર આજે ઘરે આવતાં અમોને ઘણોજ ઉમંગ વધી પડ્યો છે. તેને વીદેશમાં કરેલાં કૃત્યોની વાત મારી વહુવરોની પાસેથી સાંભળી હું ઘણીજ ખુશી થઇછું ને કહુંછું કે આ કુળદીપક પુત્રે ઘણી બાહાદુરીનું કામ કર્યુંછે વળી મારા દીકરાની ગેરહાજરીમાં મારા વ્હાલા પ્રધાને મારી વ્હાલી પ્રજાનું તેમજ અમારી જઈફ ઊમરનું રક્ષણ ઘણું સારી રીતે કર્યું છે. તેથી તેના અમો આભારી થયા છીએ.

પ્રધાને કહ્યું અરે માતુશ્રી આપનું કામ કરવાની અમારી ફરજ હતી મારૂં તન મન અને ધન એ આપનુંજ છે મેં ગમે તેવું કામ બજાવ્યું તેમાં કાંઈ આભાર કર્યો નથી. આ વખતે રાજાએ કહ્યું કે મારા સંકટના વખતમાં આપે ઘણી મદદ કરી છે પૈશાના મીત્રો તો ઘણા હોયછે. તો હે પ્રધાન આપ પૈશાની લાલચ નહીં રાખતાં ભીડ વખતે બહુ ઉપયોગી થઈ પડ્યાંછો. એ બાબતનો આભાર હું જઇફ ઉમરનો એટલે મારૂં પ્રમાણુ નહીં. પરંતુ અમારા બદલે અમારો પુત્ર રાયસીંગજી વાળશે.

આવું કહેવાથી પ્રધાને કહ્યું કે મહારાજ મારા ધર્મથી વિશેષ મેં કાંઈ કર્યું નથી મેં ફક્ત મારો ધર્મ બજાવ્યો છે. એવી રીતે પ્ર-

ધાન પ્રસંશાનું વિવેચન કરી ત્યાં પાન સોપારી વેંચી. અને સભા વિસર્જન થઈ. અને સારૂં મુહુરત લેઇ રાયસીંગજીએ. રાજ્યાભીષેક કર્યો. રાયસીંગજીએ પુર્વના બોભણ પટેલને બોલાવી ઘણોજ શીરપાવ આપ્યો. રાયસીંગજી રાજ્ય ચલાવવામાં તત્પર થયા તે વખતે મી થુલાપુરીના રાજા તખતસીંહજીની દીકરી ગુણમંજરીના વીવાહની ગાંઠ બાંધવા એક વીપ્ર આવ્યો. રાયસીંગજીને આ વાત યાદ આવી. જેથી તેઓ અંતઃપુરમાં જઈ માતુપીતાની રજા માગી. તે આવેલી ગાંઠ કબુલ કરી. અને શુભ મુહુરત લેઈ ખાંડું મોકલી પરણી લીધી રાયસીંગજી આ વખતે પોતાની છ રાણીઓ સાથે ચેનબાજી કરે છે. ને ખુશીમાં દીવસો ગુજારે છે.

પોતે રાજ્યાભીષેક કર્યો ત્યાર પછી બે ત્રણ વરસે તેમના માતુ પીતાશ્રીએ દેહ ત્યાગ કર્યો જેથી તેનું ઉત્તર કાર્ય ઘણું સારી રીતે કર્યું. રાયસીંગજીને છ પુત્ર થયા. તે ઘણાજ હોંશીઆર બહોતેર કળાના જાણ પ્રાક્રમી થયા. આ વખતે રાયસીંગજીની ઉમર લગભગ પચાસ વરસની થવા આવી હતી. ત્યાર પછી નીલમપરીએ બીજા પુત્રનો જન્મ આપ્યો.

એક દીવસે રાયસીંગજીને કમળાવતી સાથે સંબંધ થએલ. શ્રીનગરમાં મહાપુરૂષે જે બોધ આપેલ તે યાદ આવવાથી પોતાના પાટવી કુમાર સુર્યસીંગજીને રાજ્યાભીષેક કરાવ્યો. ને તેમને રાજપાટ સોંપી પોતે જંગલમાં પોતાના આત્માનું સાધન કરવાના હેતુથી સર્વેનું મનરંજન કરી ચાલી નીકળ્યો. રસ્તામાં ચાલતાં ચાલતાં વીચાર કરે છે.

આજે પુનમછે આજ સુંદર પવન ચારે બાજુએ આનંદ વહન કરે છે. આજે પક્ષીઓ આકાશમાં ગાતા ફરેછે, આજે ચંદ્રમાએ દીવ્ય કાંત્તી ધારણ કરેલી છે, આજે પુષ્પોજળ સ્થળ કરી પ્રફુલીત થયાછે. આજે ઝાડની ડાળીઓ તથા વેલાને પાતરે પાતરે કુસુમના ગુચ્છ ખીલી ધરા તળે અનોપમ સુગંધથી આનંદીત કરેછે; સ્થાવરજંગમ ચેતન અચેતન આજે મસ્ત થઈ મહાલે છે; આજનો દીવસ ઘણોજ ઉત્તમ છે. તો આજે આ વસ્ત્ર ઉતારી સાધુનો વેશ

પેહેરૂં એવો વીચાર કરી તેવાં વસ્ત્ર ધારણ કર્યાં. અને ધ્યાનમાં લીન થયો. પોતાનો પાટવી પુત્ર પીતા સુખીછે કે દુઃખી છે. તેની ખબર કાઢવા નીકળ્યો; ઘણાએક દીવસે જ્યાં રાયસીંગજી ધ્યાનમાં લીન છે. ત્યાં આવી જુએછે તો પીતા એકાગ્રહ ચીતે ધ્યાનમાં નીચા લોચનથી બેઠા છે. કુમારે મોટા સ્વરથી બોલાવવા માંડ્યા પહાડી પેઠે અટલ હવા નહિ આવતાં દીવાની જોતની પેઠે નીસપન્ન તારાથી ઘેરાએલા ચંદ્રમા જેવા દીવ્ય કાંત્તીવાન અનુરાગોદીપ વદનવાળા કુમારને જોઈ રાજા આશ્ચર્ય પામ્યો. ધ્યાન ભંગ થવાથી રાજા બોલ્યો હે દીકરા આ પૃથ્વી ઘણી વિચીત્ર છે શાકાન માત્ર જેનું હમેશનું ખાવાનું છે. ભાંગેલી ઝુંપડી જેને માથુ મુકવાનું ઠેકાણું છે. સેંકડો જગ્યાએ ફાટેલા મેલા વસ્ત્ર જેની લજ્જા નીવારેછે તે વિચાર કરેછે કે રાજભુવન સુખભુવન છે. શોક અને દુઃખ ભુખ અને તરશ સમુળગા રાજભુવનમાં પ્રવેશજ કરી શકતા નથી. પણ શું એમ બનતું હશે કે ધન હોવાથી સર્વ દુઃખ નાશ પામે છે. આપણે બીજી તરફ જોઈએ તો જેઓ ભોગવીલાસથી નષ્ટ પુષ્ટ થયા છે; ધનનું કષ્ટ કે અનનું કષ્ટ જેમણે આખી ઉમરમાં જાણ્યું નથી તેઓમાંથી પણ હજારો પુરૂષો સુખની શોધમાં ભીક્ષા પાત્ર હાથમાં લેઈ સંસાર છોડી ચાલી નીકળ્યા છે. સર્વ પરીવર્તનમાં અપરીવર્તનીય છે. આ સંસારમાં સાર મેળવવા માટે માનવ હૃદયમાં કેવી એક સ્વભાવીક તરશ છે. તે તરશનાં જ્યારે ઉદ્દેક થાયછે ત્યારે ધનવાન માણસો પણ હૃદયને સુખી કરી શકતા નથી આશાની મોહ પમાડનારી શક્તિ પાપની કુહકીની માયા સંસારની ચંચળતા મોહનું કઠણુ આચ્છાદન ભેદી આત્મા જ્યારે જીવનના ભુત ભવીષ્યના વિચારમાં મગ્ન થાય છે. જીવન પ્રહેલીકાનો ત્યાગ લાવવામાં આત્મા જ્યારે નિયુક્ત થાયછે ત્યારે હૃદયમાંથી અસારસંસાર અસારધન, અને અસાર ઐશ્વર્ય એવો ભાવ નીકળે છે. આ અનંત બ્રહ્માંડના અવલંબન સર્વ શક્તિમાનની ઉપર આધાર રાખી નિશ્ચિંત થવા ચાહેછે. સંસારનું સુખ દુઃખ અને ચંચળતા તેને સ્પર્શ કરવા પામેજ નહિ. એમ તે ઇચ્છે છે.

માટે હે કુંવર સંસાર અસારછે. માટે તમો આંખમાં આંસુ નહિ લાવતાં ઘરે જાઓ. સર્વને હીમત આપી મગ્ન રહેજો. આવું કહેતાં કુંવર તેના મોં તરફ એકીટસે જોવા લાગ્યો. હાલ્યાચાલ્યા શિવાય રાજાના મુખ સામું જોતાં પક્ષંપાત તે ભુલી ગયો જે ભાવ આખા જીવનમાં તેણે હજી સુધી કદીપણ અનુભવ્યો નહોતો તે અપુર્વ ભાવમાં રાજાના અતી રાગથી અને પવિત્ર મુખ ઉપર નજર કરતાં એક મુહુર્તમાં તે નીમગ્ન થયો. આંખોઆંખ મળી પરસ્પર મુખ જોવા લાગ્યો. જોતાંજોતાં નયન તૃષ્ણા પરીમ કરવા લાગ્યા. ત્યાં રાજાને પોતાના કુમાર ઉપર દયાભાવ આવવાથી તેમ છએ સ્ત્રી સાંભળી આવવાથી એમ થયું કે કુંવર સાથે એકવાર ઘરે જઉ. સર્વને મળી પાછો આત્મીક સાધન કરવા નીકળીશ. એમ કહી છુપકીથી કોઈ જાણે નહિ તેમ પોતાના રાજભુવનમાં આવ્યો.

કુંવરે પોતાના પીતાને ઘરે રાખવા સારૂ કેટલીક વારંગનાઓ રાજાનું મનરંજન કરવાને માટે નીમી દીધી. એટલુંજ નહીં પણ પોતાની મેળે વાગતા વાજીંત્રો રાજભુવનમાં રાજાને રાત દીવસ સંગીતાલાપથી આનંદીત કરવા મુકવામાં આવ્યા. રાજાના ઉદાસીથી ભરેલા હુદયને પ્રલુબ્ધ કરવામાં જેટલા ઉપાયો બની શકે તે સર્વ યોજવામાં આવ્યા. કુંવરે રાજાના હૃદયને સંસારના રાગી કરવામાં જે કાંઈ સુઝે તે કરવામાં કાંઈ પણ બાકી રાખ્યું નહીં. તેમજ છએ રાણીઓ આવીને કહેવા લાગી કે હે સ્વામીનાથ ધર્મકાર્ય રાજભુવનમાં રહીને કરો. અને તમારા દીલની ચીંતા દુર કરો. અને અમો છએ સ્ત્રી આપની શેવા બજાવવામાં તત્પર રહીશું. આ વાત કહી રહ્યા બાદ છએ પુત્રે પ્રવેશ કર્યો ને પોતાના પીતાને કહેવા લાગ્યા કે હે પીતા તમે જે પુર્વે અમોને જે વાત કરેલી છે તેનું શી રીતે છે. એમ એક પછી એક પુછવા લાગ્યા. જેથી રાજા પાછો વીચારમાં ગમગીન થઈ ગયો. અને પોતાના મન સાથે વીચારવા લાગ્યો કે મેં આ શું મુરખાઇનું કામ કર્યું હું સમાધી વીરોધક થયો અને પાછો સંસારમાં લીન થયો અરે હું કયારે આ પાપીષ્ટ દુ:ખમાંથી મુક્ત થઈશ. આ વખતે રાજાએ સ્ત્રીઓને તથા પુત્રોને ઘણી રીતે સમઝાવ્યા. પરંતુ તેમણે ત્યાં ચોકીઓ મુકી દીધી જેથી નાશી જવાય

તેવો રસ્તો માલુમ નહીં પડવાથી રાજા શોકમાં લીન થઇ ગયો. અને નાશી જવાનો પ્રયાસ ચીંતવવા લાગ્યો.

એક દીવસે રાજાએ સારથીને કહ્યું કે આજે ગાડી તૈયાર કર મારે આપણા બગીચે જવું છે. તેવું કહેવાથી પાટવી કુમારની રજા લેઈ સારથીએ ગાડી તૈયાર કરી અને રાજા ત્યાંથી વાડીએ સમાધીનું સાધન કરવા ગયો. રસ્તામાં એક ગ્રહસ્થ વૃદ્ધાવસ્થાથી પીડાતો જોઈ તેમણે પુછ્યું.

સારથી આ દુર્બળ પુરૂષ કોણ હશે. એનું રૂધીર માંસ સુકાઈ ગયું છે અને તેની નસની ચાંમડી ભેદાઇને દેખાઈ આવેછે. એના વાળ તમામ સફેત થઈ ગએલા છે. દાંત એકે રહ્યો નથી. અને એનું શરીર તમામ તવાઈ ગયું છે જો લાકડી ઉપર તે તમામ શરીરનો બોજો નાંખી ઘણી મુશીબતે પગ ઉપાડેછે. શારથીએ જવાબ આપ્યો કે હે રાજા આ માણસ દુઃખી બળવીર્ય અને કાર્ય કરવામાં અશકત અસહાય થઈ પડ્યો છે. તેમનાં બંધુજનોએ તેનો જંગલમાંના સુકા લાકડાની પેઠે ત્યાગ કર્યો છે.

રાજા સારથીની વાત સાંભળીને ખેદીત થયો. ત્યારબાદ ફરી પુછ્યું આમ શાથી થયું હશે. આ માણુસનેજ થયું હશે કે સર્વ જગતની આવી અવસ્થા બનતી હશે. એનો ખરો ઉત્તર મને જલદીથી આપ. કે તેને અનુસરી તે નીવારવામાં તત્પર થઉં. સારથીએ કહ્યું કે હે રાજા આવી રીતે સર્વ પ્રાણીઓને દુઃખ સહન કરવું પડે છે. જરા જગતના પ્રત્યેક જીવનું યોવન નાશ કરેછે. આપના માતા પીતા ન્નાતી બંધુ વર્ગ જરાને આધીન છે. કોઈનાથી તેનાથી છુટાતું નથી.

આ સાંભળી રાજાએ કહ્યું મુર્ખણી બુદ્ધિને ધીક્કાર છે. હાય હું કેવો મુઢછું. હું મદોન્મત થઇ આ શરીરના પ્રણામ ઉપર જરા પણ વીચાર કરી જોતો નથી સારથી હવે રથને અટકાવ જરા જેને એક દીવસ ઘેરી લેશે તેને બગીચે જવાનું શું પ્રયોજન છે. એમ કહી રાજા ચીંતાતુર થઈ મનથી ઘર તરફ પાછો ફર્યો. કુંવરોએ રાજાને પાછું આવવાનું કારણ સાંભળી ચીંતાતુર થયા. કુંવરે ગવૈયા અને રામજનીઓને રાજાને આનંદ આપવા મોકલ્યાં. કુમારે તો મ-

નમાં ધાર્યું હતું કે આનંદ તરંગમાં મદોન્મત રાખવાથીજ રાજાને વૈરાગની ચીંતાથી દુર રાખી શકાશે. બીજે દીવસે બગીચે જતાં એક ખાટલા ઉપર નાંખેલું વસ્ત્રથી ઢાંકેલું એક માણસનું શરીર રાજાએ જોયું. ઘણાં માણસો તેની આસપાસ અતિ સ્વરથી રોતા હતા. અને અવીરલ ધારથી તેની આંખમાંથી આંસુ પડતાં હતાં. અસહ્ય દુઃખથી કેશ તોડતા હતા. હૃદય ફાટી જાય તેવા કરૂણવિલાપ સાથે છાતી કુટતા હતા. આ ભયંકર દેખાવ જોઈ શારથીને રાજાએ પુછ્યું સારર્થી આ શું છે જો તેઓ ખાટલા ઉપર સુવાડીને એક પુરૂષને લેઇ જાય છે. એમના વાળ છુટી ગયાછે, અને માથામાં ધુળ ઘાલે છે. છાતીઓ કુટેછે વીવીધ પ્રકારના વિલાપથી ભરેલો શોર કરી સર્વને શોકસાગરમાં તેઓ તાણેછે તેનું કારણ શું?

સારથીએ કહ્યું હે રાજા આ માણસનું મરણ નીપજ્યું છે. એ માણસ હવે પૃથ્વીમાં કોઇ દીવસ પોતાના પીતા માતા સ્ત્રી અથવા પુત્રને જોઇ શકશે નહિ પીતા માતા મીત્ર ગ્નાતીગ્રહ અને સુખ સંભોગનો ત્યાગ કરી પરલોકમાં જાય છે. હવે તે સગાસહોદરને જોવા પામશે નહિ. સારથીની વાત સાંભળી રાજા શોકાતુર થઈ બોલ્યો. અરે દૈવ જરા યોવનની ઉપર ધીક્કાર પડજો ધીક્કાર છે મને કે પાછો મોહની જાળમાં ફસાયો. આ જીવનને ધીક્કાર પડજો જરા વ્યાધી અને મૃત્યુ ન હોત તો શુનું શું થઈ જાત. સંગ્નાજ મનુષના દુઃખનું કારણ છે. જરા વ્યાધી અને મૃત્યુ જ્યારે નીત્યના સોબતી છે ત્યારે બીજુ શું જોઈએ ઘેર પાછો ચાલ ઘરે જઈ મુક્તિના ઉપાય વિશે સારી પેઠે વીચાર કરૂં.

એમ કહી રાજા ઘરે આવ્યા ને પોતાની એકાંત વાસની કોટડીમાં બેઠાં. તેવામાં પોતાના સસરા ઈંદ્રજીતને આ ખબર મળવાથી ત્યાં આવ્યા ને રાજાને કેહેવા લાગ્યા પ્રીયવત્સ સંસાર ત્યાગ કરવાની તમારે શી જરૂર છે. તમને દુઃખ શેનું છે. તમને સંસારમાં ખોટ શેનીછે આપના જીવને સંતોષકારક છ ભાર્યાછે. લાવણ્ય લીલી ભુમીછે દિવ્યકાંતી જેવા છ મોટાને એક નાનો મળી સાત પુત્રો છે. તો તમને આ રાજભુવનમાં શું દુઃખછે અનુપમ રૂપવાળું આપનું યોવન છે વળી આ ઊમરમાં યોગીનો વેશ શું સોભશે. તાપના જોરથી

શરીર કરમાઈ જતું તે શું ભીખારીનો પોશાક તેમજ ટાઢ તડકા સહન કરી શકશે' આપને મળેથી હું સ્વર્ગ મળ્યું એમ ધારતો હતો તેમજ સર્વ દુઃખ વીસરી જતો હતો. આંધળાની લાકડી સમાન આપ મારા આધારછો શું તમે મને છોડી જવા ધારોછો જો એમ થશે તો મારે મારા તનમન ધનની જરૂર નથી. એમ કેહેતા કેહેતા ઇંદ્રજીતની જીભ અટકી પડી અને છાતી ભરાઈ આવી ને આસુ જમીન ઉપર ટપકવા લાગ્યા રાજા પણ પોતાને થતા દુઃખથી સાદ કાઢી રોવા લાગ્યા.

ઇંદ્રજીતે કહ્યું કે શામાટે તમે સંસાર ત્યાગ કર્યોછે તે કહો આપને જેની ખોટ હોય તે હું પુરી પાડી આપીશ મારા ઉપર તેમજ આ રાજકુંમાર ઉપર રહેમ લાવી અમારો ત્યાગ કરશોમાં.

આ સાંભળી રાજા બોલ્યો મારા ચાર સ્વાલની માગણી પુર્ણ પાડી શકો તો હું સંસારમાં રેહેવા ખુશીછું નહી તો બીલકુલ રેહેવા ખુશી નથી (૧) મારૂં યોવન સ્થીર રહે (૨) હમેશા તનદુરસ્તી રહે. (૩) જરા ઘેરે નહી (૪) હૈયાતી કાયમ રહે આ ચાર ભયથી હું ભયભીત થયોછું આમાંથી બચાવવા તમારી શકતી હોયતો હું સંસાર ત્યાગ નહીં કરૂં.

આ સાંભળી ઇંદ્રિજીત દીલગીર થઈ કેહેવા લાગ્યા કે જરા વ્યાધી અને મૃત્યુ ભયથી બચાવવા મારી બીલકુલ શકતી નથી અનંતકાળસુધી તપશ્ચર્યા કરનારા રૂષીઓ પણ એનાથી છુટયા નથી ત્યારે રાજાએ કહ્યું કે મારી માગણી પરીપુર્ણ નહિ કરી શકો તો મારી બીજી એક માગણી છે કે તૃષ્ણાથી ભરેલા તમારા એક પુત્રને સ્નેહછીન કરો જગતનાં દુઃખ દુર કરવામાં આ જીવન ઉત્સર્ગ કરૂં તેમાં મને અનુમતી આપો રાજાની પ્રાર્થના સાંભળી ઇંદ્રજીત અતી શોકાતુર થઇ રૂદન કરવા લાગ્યો જેથી પથર પણ પીંગળી જાય પરંતુ રાયસીંગજીનું મન ડગ્યું નહિ જેથી ઇંદ્રજીતે તેમને વનવાસી થવાની અનુમતી આપી રાજા વિનયથી પોતાના સસરાને પ્રણામ કરી પોતે અંતઃપુરમાં આવી સુઇ ગયા.

રાયસીંગજીને વનવાસી થવાની રજા આપવાથી શોકાતુર થઈ ઇંદ્રજીત વિલાપ કરવા લાગ્યો આ ખબર રાજભુવનમાં તેમજ આ-

ખા શહેરમાં ફેલાઇ ગઈ જેથી રાજભુવનમાં તેમજ શહેરના તમામ માણુસો રૂદન કરવા લાગ્યા. રાજાની અઢાર લાખ પરીઓ તેમજ દાસદાસીઓ કહેવા લાગ્યા કે અમે આટલાબધા છીએ તો તે ક્યાં જશે અમે ચોકી રાખીશું ને વનવાસ જવા નહિ દઇએ. એમ કહી તમામ રાજાની ચોકી કરવામાં તત્પર થયાં રાણીઓએ દાસીઓને બોલાવી હાંડીઓમાં તેમજ ઝુમરમાં હજારો દીવા પ્રગટવાનો હુકમ આપ્યો જેથી એવી તો રાતની વખતે લાઇટ કરી કે જાણે સુર્ય ઉદય થયો હોયને. આ વખતે દાસીઓ વીવીધ પ્રકારનાં ઘરેણાં તેમજ વસ્ત્રાલંકાર ધારણ કરી રાજાના સુવાના ઓરડામાં આવી રાજા પાસે વીવીધ પ્રકારના હાવભાવ કરી નાચ શરૂ કર્યો તેમજ રાણીઓએ કટાક્ષ બાણુથી રાજાની દીલગીરી મટાડવા યત્ન કરવા માંડ્યો પરંતુ કોઈ રીતે તેમના અચળ મનને ચળીત કરવા પામ્યા નહિ.

રાજાને આ વખતે નીંદ્રા આવી ગઈછે એવું જોવામાં આવતાં નાચવું ગાવું બંધ કર્યું.ને રાણીઓ તેમજ દાસીઓ પોતપોતાના આશને સુઇ ગયાં.

## પ્રકરણ ૧૭ મું.

ઓરડાના દીવા ઝાંખા થવા લાગ્યા. અરધી રાત્રી જ્યારે થવા આવી જીવજંતુ જ્યારે સર્વ નીંદ્રાના સ્વાધીન પોતપોતાના આશ્રમે વિશ્રામ પામી ગયા રાત છમ છમ કરતી ધમકારાબંધ ચાલવા લાગી અને નીશાચર પ્રાણીની વિકટ ગર્જના સાંભળવા માંડી. ત્યારે રાજા ધીરે ધીરે બીછાના ઉપરથી ઉઠીને બેઠો. ચારે બાજુએ જુવે છે તો સર્વ નીંદ્રામાં લીન થઈ ગયેલાં છે. અને તેમાંથી કેટલીકના અંગ ઉપરથી લુગડાંના છેડા ખશી ગયાથી બીહામણો વેશ માલુમ પડે છે કેટલીકના માથાના વેણી કેશ વીખરી ગયા છે. કેટલીકના કેશ મુખ ઉપર પડવાથી તેઓએ ભયંકર મુર્તિ ધારણ કરેલી છે. કેટલીકનાં અલંકાર નીકળી પડ્યાં છે કેટલીકના મુખપર વીકટ આવભાવ દેખાયાથી ભયને ઉપજાવે છે. કોઇ માનુસ હાસ્ય કરેછે અને કોઇ બકવા કરે છે. કોઈ દાંત કકડાવેછે કોઇના મુખમાંથી લાળ ઝરેછે કોઇના

નશકોરાં બોલવાથી ભયંકર શબ્દ થાયછે આ જોઈ તમામને ધીક્કારવા લાગ્યો. આસમશાન જેવો દેખાવ જોઇ રાજાનું જ્ઞાનરૂપી નેત્ર ઉઘડયું. અને તેને જીવનના લક્ષણનું સ્મરણ કર્યું. ને તે જોઇ તેને સંકલ્પ કર્યો કે પ્રાણી માત્રને હું થતા દુઃખથી છોડાવીશ. અજ્ઞાન તીમરથી ઘેરાએલા સંસારી લોકોને પ્રતીબોધીશ અને ધર્મનો ઉપદેશ આપી તેઓની પ્રજ્ઞા ચક્ષુ વિશુદ્ધ કરીશ. અને સંસારથી મુક્ત થવાનો નવો ધર્મ પ્રકાશ કરી જીવના ઊંચા ઉદેશ વીશે વિચાર કરતાં કરતાં ધર્મભાવ ઉદય થઈ પડયો અને પાપના ઉપર અતી ધીક્કાર ધર્મને માટે અતી તૃષ્ણા અને જીવનના ઉપર અતી કરૂણાથી તે અતી આતુર થયો. સુતેલી સ્ત્રીઓ ઉપર ફરી તેની નજર પડી. આ વેળાએ તેઓને માટે ઘણી કરૂણા ઉત્પન્ન થઇ એક પછી એકને બાથ ભીડી નગ્ન દીઠી મહા તીમસ્ર દુર્બળ હાથીના પ્રમાણે માહા મોહમાં નિમગ્ન થઇ છે દીવામાં પડતા પતંગની માફક એઓ વાશના નળમાં વશમી ભુત થવા લાગી છે. જાળામાં ફસાયલા માછલાંની માફક એઓ પ્રલોભનમાં ભમે છે. મહા સમુદ્રમાં તુટેલી હોડીની પ્રમાણે એઓનું જીવન ડુબાવવાની તૈયારીમાં છે. કૃષ્ણપક્ષના ચંદ્રમાની પડમ એઓનું જીવનયોવન શુષ્ક થાયછે. મુત્ર નરકમાં રમતા કીડાના પ્રમાણે એઓ અસાર ખુશીખુશાલીમાં સુખી થાય છે. હાય, એઓને કષ્ટ કેવું પડેછે. એઓનું જીવનનું કેવું ભયંકર પરીણામ છે. કોણ આમની દુર્દશા દુર કરશે કેવી રીતે આ જીવની દુર્દશા દુર થશે. આ જીવ શરીર કેવું અસાર છે. આ શરીરમાં આંસુ પશીનો મુત્ર રહેલું છે. કલેજું પીતરશ ચામડી નસો ફેફસું વીગેરે અંદરના ભાગ ખરાબ રીતે સંચાલીત થાય છે. લોહીનું સ્રોત્ર પ્રબળ વેગથી પ્રધાવીત થાયછે. નાના પ્રકારના કીટ પણ આ શરીરમાં રહેલા છે. આ શરીરના અંદરનો ભાગ જોયાથી કોને ભય ન થાય. આ અસાર શરીરના માટે મનુષ્ય કેવા પાપમાં મગ્ન થાયછે એનો વિચાર કરતાં કરતાં રાયસીંગજીની આંખમાં નેત્રધારા ચાલવા લાગી.

પૂર્વના મહાત્માએ જીવનના પાપ દુર કરવા માટે આત્મબળીદાન આપ્યું છે. એઓના મ્હાન જીવનનાં ઉજ્વળ દ્રષ્ટાંતનું સ્મરણ કરીને

હવે સંસારનો ત્યાગ કરવો તેવો સંકલ્પ કર્યો. ઘરના દરવાજા ઉપર આવીને જુએછે તો ચંદ્રના તેજથી બધુ પ્રકાશ પામે છે. જન પ્રાણીનો શબ્દ નથી. સર્વે સુતાછે કેવળ ઘણે દુર અનંત આકાશમાં ચંદ્રમા અને તારા ઊંગતા નથી તેઓ જોતા રહેલા છે. આ વખતે રાયસીંગજીએ અનીમીષ લોચનથી અશીમ આકાશની તરફ નજર કરીને જોયું તો તેઓ થોડીવાર પછી અનંતમાં વીલીન થઈ ગયા. પૃથ્વીને માટે તેઓનું જીવન છે એ સત્ય જાણ્યું. તેણે બહાર જઈને જોયું તો દરવાજા પાસે એક આદમી શાવચેત થઇને ઉભો છે તે જોઈ રાજાએ તેને બોલાવવા હાક મારી. જેથી તે રાજા પાસે આવ્યો. રાજાએ તેને ઓળખીને કહ્યું, અરે સારથી હમણાં હું ઘર છોડીને જવા ઈચ્છુંછું. તું ઘોડાને તૈયાર કર. બાલકાળથી મારો પ્રાણ જેને માટે રૂવેછે તેનો લાભ આજે કરીશ. હે સારથી હવે વાર લગાડીશ નહિ જલદી ઘોડાને તૈયાર કરીને લાવ.

રાજાની આવી ભયાનક વાત સાંભળીને સારથીના માથા ઉપર વીજળી પડી હોય એમ જણાયું. ને તે વખને તેનાથી કાંઈ બોલાયું નહિ. ઘણી મુસ્કેલીથી શોકનો વેગ સમાવીને બોલ્યો અરે રાજા આવી ભયાનક વાત કહેવામાં આ કમળના જેવું કોમળ શરીર આ ચંદ્રના જેવું મુખ અને પદમના જેવા દેખાવડા લોચન શું તપશ્ચર્યાને યોગ્ય છે. આપ આ દુરાકાંક્ષાનો પરીત્યાગ કરો. અને તમારૂં જીવન બચાવો.

રાજાએ કહ્યું, અરે મુરખ તને કાંઈપણ ખબર નથી. તેમ તારી અકલ ગુમ થઇ લાગેછે. આ અસાર સંસારમાં મગ્ન થઈ તું મને અટકાવે છે સાંભળ તુને એક વાત કહું.

પુર્વે પટણાપુર શહેરમાં એક રાજા રાજ્ય કરતો હતો. અને તેનું રાજ્ય દીપાવે તેવો મહા પંડીત શ્યામસંકર એવે નામે તેને પ્રધાન હતો. શ્યામસંકરને ઈશ્વરે આપેલી ચાર દીકરીઓ હતી. તેમજ એક પુત્ર હતો. દીકરીઓની ઊમર આશરે સોળ, વીસ, તેવીશ, અઠાવીશ, એવી રીતે યોવન અવસ્થામાં આવી ગયેલીઓ હતી. પ્રધાન પાસે પૈસો ઘણો હોવાથી તે તેની બરોબરના સગા શોધતો હતો. પણ તેવી રીતે સગા નહિ મળવાથી પ્રધાન શોકમાં ડુબી ચીંતાને સ્વાધીન

પડ્યો હતો એટલુંજ નહિ પરંતુ દીકરીઓને કન્યાકાળ જવાનો અવશર નજદીક આવતાં પ્રધાન ધણો દીલગીર અને ચીંતાતુર થયો હતો એક દીવસે પ્રધાનને ઘરે એક ગરીબ પરૂણા આવ્યો. દીકરીઓને જોઈ પુછવા લાગ્યો આ દીકરીઓના સમંધ કયે કયે ઠેકાણે કરેલા છે. પ્રધાને કહ્યું કે હજીસુધી સમંધ કર્યા નથી. હું તેજ ચીંતાને સ્વાધીનછું. મારે બનતાસુધી ચારે દીકરીઓને એકજ શહેરમાં આપવા વીચાર છે; તેનો તપાસ કરતાં કરાવતાં હજીસુધી કોઈ જગ્યોએ સારૂં ઠેકાણું મળતું નથી. આ સાંભળી પરોહીતે કહ્યું કે આપ પૈશાવાળાછો જેથી તમારી બરોબરના સગા મળે તેવો સંભવ નથી બાકી ચારે દીકરીઓને એકજ શહેરમાં આપવા ધારતા હશો તો તે મળી આવશે. પ્રધાને કહ્યું કે ત્યારેજ તમો અમારા પરમેશ્વર. આ કામ કરી આપશો તેનો આભાર હું જીવતાસુધી ભુલીશ નહિ. પરોહીતે કહ્યું કે અમારા શહેરમાં ચાર પુરૂષ કુંવારા છે પરંતુ તેના ઘરમાં ખાવા નથી. પુરૂષો સારા છે. માટે આપની મરજી હોય તો હું કાગળ લખું. પ્રધાને કહ્યું કે ભલે કાગળ સત્વર લખો.

પરોહીતે તઓ ઊપર કાગળ લખી ચારે દીકરીઓના સમંધ કરાવી આપ્યા. અને નજીકનાં લગ્ન જોવરાવી આ ચારે દીકરીઓને એક લગ્ને પરણાવી દીધી. આ વાતને ચાર વર્ષ વીતી ગયા બાદ આ પ્રધાનને એકજ દીકરો તેથી તેના ઉપર તેનો અતીસે પ્યાર વધી પડ્યો હતો. એક દીવસે તે પુત્રનો સસરો લગ્ન લેવા માટે આવ્યો ને લગ્નનો દીવસ મુકરર કરી તે પોતાને શહેર ગયો. પ્રધાને પણ વીવાહની જોઈતી સામગ્રી એકઠી કરી. અને બડા આડંબરે તે છોકરાને ઘોડે બેસારી વાજીંત્ર વાજતે ગાજતે તે શહેરમાં ફેરવવા લાગ્યો. લગન નજદીક રહ્યાં એટલે પ્રધાને તમામ સગા વહાલાને કુમકુમ પત્રીકાઓ લખી.

આ કુમકુમ પત્રીકા પ્રધાનની ચારે દીકરીઓને ત્યાં આવી. પોતાના ભાઇની કુમકુમપત્રીકા આવવાથી ચારે બહેનો ઘણું હર્ષ પામી, તેમજ તેઓના પતી પણ હર્ષીત થયા. એક દીવસે આ પ્રધાનના ચારે જમાત્ર ભેગા થઈ વીચાર કરવા લાગ્યા કે આપણે

એકજ શાળો છે. જો લગ્ન ઉપર નહિ જઈએ તો આપણું ખોટું દેખાશે. એમ કહી જવા નકી કર્યું. આ વખતે તેઓએ વિચાર્યું કે આપણે ચારેને જવું કે સાથે સ્ત્રીઓને લેઇને જવું તે ભાંજગડ કરતા હતા. છેવટે એમ નકી કર્યું કે આપણે ચારેને જવું, કારણ કે બૈરાંને સાથે લેઈ જઈશું તો વીવાહ સંબંધાની પહેરામણી જે કાંઈ મળશે તે સ્ત્રીઓની છે. માટે આપણેજ જવું. ને સ્ત્રીઓ તરફની પણ પહેરામણી આવશે તે આપણી પાસે રહેશે. એટલે આપણા આજીવિકા સંબંધી બે ચાર માસ ટુંકા થશે. એમ નકી કરી ચારે સ્ત્રીઓને ઘરે રાખી આ જમાત્ર પોતાના સસરાના ગામભણી ચાલી નીકળ્યા.

અને થોડાક રોજમાં સસરાના ઘરે આવી પહોંચ્યા. જમાત્ર ચારેને આવતા જોઇ પ્રધાનને ઘણો હર્ષ પ્રાપ્ત થયો. અને ચારે જણને રહેવા માટે એક મહેડીમાં ઉતારો આપ્યો. આ વખતે પ્રધાન તે મહેડી ઉપર ગયો. ને ચારે જમાત્રને કહેવા લાગ્યો કે આપસાહેબે અમારા ઉપર કૃપા કરી, પરંતુ અમારી શોભાગ્યવંતી ચારે દીકરીઓને સાથે તેડી લાવ્યા નહિ તેથી હું દીલગીરછું, ચારે જણે નહિ લાવવાનું કારણ બતાવ્યું જેથી તે ચુપ રહ્યા. પ્રધાનના ચાર જમાત્રનું નામ; એકતો જદુરામ, બીજો શંભુરામ, ત્રીજો કાશીરામ, ચોથો છોટાલાલ એવી રીતે તેઓનાં નામ હતાં. લગ્ન ઘણી ધામધુમથી કર્યાં. છેવટે લગન વીત્યા બાદ તમામ પરૂણા સૌસૌના ઘરે ગયા. અને આ ચારે જણ એકાંતવાસમાં બેઠા અને વિચાર કરવા લાગ્યા, કે સસરાનું ઘર એક દીવસ બે દીવસ ઊતકષ્ટા પંદર દીવસ પરંતુ આપણે માસ બે થયા બેઠા છીએ અને જવાનું નામ લેતા નથી. તેમાં આપણી મહોટી ભુલ છે. આ પ્રમાણે જદુરામે ત્રણેને કહ્યું. આ સાંભળી ત્રણ જણ કહેવા લાગ્યા, કે આ સસરાનું ઘર સ્વર્ગપુરી સમાન છે. અરે મુરખ તું જવાનું નામ કેમ દીએછે, અને ઘરે ત્રણ દીવસના ટાઢા ટુકડા ખાવા પડશે અને અહિં તો દરરોજ નવી નવી ચીજો ખાવાની મળેછે; તારે જવું હોય તો જા. અને અમો તો નહિ આવીએ.

આ પ્રમાણે કહેવાથી જદુરામ એકદમ મહેડીએથી હેઠે આવ્યો અને એક ચીઠીમાં લખ્યું કે સસરાનું ઘર સ્વર્ગપુરીસમાન છે, આ

પ્રમાણે લખી પોતાના સસરાની બેઠક બેસવાની હતી ત્યાં ચહોડી. અને પાછો મેડી ઉપર ચડી ગયો.

એજ દીવસે પ્રધાન રાજકચેરીમાં મોડો ગયો હતો. જેથી રાજાએ પુછ્યું કે કેમ મોડા આવોછો ત્યારે પ્રધાને કહ્યું કે સાહેબજી મારા ઘરે પરૂણા છે. જેથી તેઓના કામકાજને લીધે મારાથી ટાઇમસર આવી શકાતું નથી. મારો ગુન્હો માફ કરો. આ સાંભળી રાજાએ કહ્યું તારા દીકરાના લગન ગયા બે માસ થયા તો એવો કોણ કામ વીનાનો છે કે તમારા ઘરે બેઠો છે. પ્રધાને કહ્યું સાહેબજી ચાર પરૂણા છે તે ચારે મારા જમાત્ર છે. આ સાંભળી રાજાએ પ્રધાનને ધમકાવવા માંડયો. તેમજ ચારે જમાત્રની મશ્કરી કરી. જેથી પ્રધાન નીચું જોઈ એ વખતે શરમાઈ ગયો, અને કચેરીનો વખત વીત્યા બાદ ત્યાંથી ક્રોધાયમાન થઇ ઘરે આવ્યો.

આ વખતે પોતાની બેઠકમાં બેસવા જાયછે. ત્યાં ચોડેલ ચીઠી જોવામાં આવી જેથી તે વાંચવા લાગ્યો વાંચી રહ્યા બાદ શોકમાં ગમગીન થઇ ગયો. ને વીચારવા લાગ્યો કે તેઓ સ્વર્ગમાં ત્રીલોકનોનાથ સુખ ભોગવે છે તેવું સુખ માની મારા ઘરે બેઠાછે તો હવે મારા ઘરેથી જશેજ શેના. એવો વીચાર કરેછે. તેવામાં તેનો પટાવાળો રોજ કામમાં સહી લેવા આવ્યો. સહી આપ્યા બાદ પ્રધાને કહ્યું કે અરે મુલાબક્ષ તું અહીંથી કોઠારે જા. અને મારૂં નામ લેઇ કોઠારીને કહે કે સાત વર્ષ પહેલાનું ખોરૂં એટલે શડી ગએલું એવું અનાજ મગાવેછે તે આપો. ને તે આપે એટલે જલદી ઘરે લેઇ આવ.

આ સાંભળી પટાવાળો દોડતો કોઠારે ગયો. ને પ્રધાનના કહેવા મુજબ અનાજ લેઇ આવી પ્રધાનને સ્વાધીન કર્યું. તે લેઈ પ્રધાન ઘરમાં ગયો. સ્ત્રીને પુછવા લાગ્યો આજે શું જમવાનું કરેલ છે. સ્ત્રીએ કહ્યું કે આજે કંસાર કરેલો છે. આ સાંભળી પ્રધાને સ્ત્રીને કહ્યું કે આ વખતે કંસાર કર્યો તે ઠીક કર્યું. પરંતુ સાંજરે આ લાવેલ અનાજ રાંધી સર્વને અનુગ્રહ કરજે આ અનાજ જોઇ સ્ત્રી કહેવા લાગી. અરે પ્રાણનાથ આ શું; આ અનાજ જમાત્રને શી રીતે જ-

માડી શકાય. પ્રધાને કહ્યું તેની તમારે કાંઇપણ ફીકર રાખવી નહિ. આ પ્રમાણે ઘણીવાર હડચડ ચાલી. છેવટે સ્ત્રીને પ્રધાને ખુબ ધમકાવી. જેથી સાંજરે તે અનાજ રાંધી પીરસવા લાગી. આ વખતે ચારે જમાત્ર વીચાર કરવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે અરે માજી અમોને કોઇ દીવસ શીરો, કંસાર, લાડુ, ઘેબર, પુરીઓ એવી રીતે ભાતભાતની રસોઈ જમાડી આપ સંતુષ્ટ કરતા હતા અને આજે આ શું જમવાનું આપ્યુંછે. માજીએ કહ્યું સાંભળો બેટા તમારો સસરો કહેછે કે હમેશાં મીઠા મીઠા પકવાન કરી ખાઇએ તો ખરચીમાં તંગી આવી પડે માટે આપ હવે ઘરના બીજમાન થઇ રહ્યા છો જેથી અમો જમીએ તે આપ ખુશીથી જમો. વાંકાં મ્હોઢાં કરી ચારેજણ જમ્યા. ને ત્યાંથી મેડીએ આવ્યા. બાદ જદુરામે કહ્યું જોયું આપણા માનૂ ઘટયાં માટે હવે તો ઘરે જઈએ તો સારૂં.

આ સાંભળી ત્રણે જણે કહ્યું તમારે જવું હોય તો જાઓ સો ઘરની ભીક્ષાવત્તીથી આ જમવાનું શું ખોટું આમ કહેવાથી પાછું જદુરામે કહ્યું. આંજે તો તેવા ખોરાકમાં ઘી મળ્યું. પણ આવતીકાલે તેલ આપશે. માટે મારૂં કહ્યું માની ઘેર ચાલો. તો પણ તેઓએ ઘેર જવાની ના કહી. બીજે દીવસે જદુરામે સસરા પાસે રજા માગી જેથી સસરાએ રજા આપી તેની સાથે પાંચશો રૂપીઆનો પોશાક આપ્યો તેમજ ત્રણ ગઊ સુધી મેલવા માટે ગયા. આ વાતને પાંચ સાત દીવસ થવા આવ્યા ત્યાંવળી પ્રધાન રાજ્ય કચેરીમાં ગયો. લાગલોજ રાજાએ પ્રધાનની મશ્કરી કરવા માંડી આથી ખીજવાઇને પાછો ઘરે આવ્યો. સ્ત્રીને પુછયું આજે શું જમવાનું કરેલ છે સ્ત્રીએ જવાબ આપ્યો કે રોજના કરાર પ્રમાણે જમવાનું કરેલ છે પ્રધાને કહ્યું કે ઠીક પરંતુ આજે ઘી આપશો નહીં હું ઘી મગાવુંછું. બહાર આવી તેજ વખતે પટાવાળાને કોઠારે મોકલ્યો. તેની સાથે એક કોઠારી ઉપર ચીઠી લખી કે સો વર્ષ પહેલાં આપણા જુના કોઠારમાં લોઢાની મોટી કોઠીમાં તેલનો સંગ્રહ કર્યો હતો. તે કોઠીના તળીએથી તેલનો કડદો આ લાવેલ ચીઠીવાળાને આપજો. આ વાંચી કોઠારીએ તે કોઠીમાં એક માણુસને ઊતારી કઢાવી આપ્યો

તે લેઈ પટાવાળો પ્રધાન પાસે આવ્યો. આ વખતે ત્રણે જમાત્રને જમવા બોલાવી સદરહુ તેલના કડદાને ગરમ કરી પીરસ્યું. જેથી જમાત્રે કહ્યું કે માજી પ્રથમ રોજ દુધપાક પુરી આપતાં હતાં. અને તેના બદલે સાત જાતનું ખોરૂં અનાજ આપવા લાગ્યાં, પરંતુ આજ દીવસ સુધી તેમાં ઘી સારૂ આપતાં હતાં. ને આજે જે ઘી આપેલ છે તે અમારે ગળે ઊતરતું નથી. આ સાંભળી સાસુએ કહ્યું બેટા આ કંઈ તમારે માટે ઘી લાવેલા નથી. તમારો સસરો એમ કહેછે કે રોજ સોલ રૂપીયાના ભાવનું ઘી ખાઈએ તો આપણાં નેવાં શી રીતે પહોંચી શકે. તે માટે આજે પરદેશી ઘી ઘરનાં તમામ માણસો માટે લાવેલા છે. હવે તમો પણ ઘરના છો જેથી અમે જમીએ તે આપ જમો. આ સાંભળી તે ચુપ રહ્યાં. જમી રહ્યા બાદ પોતાની મેડી ઉપર આવી વિચાર કરવા લાગ્યાં કે ભાઈ ભગાય. જદુરામે આપણને કહ્યું હતું કે તેલ મળશે પણ આપણે મુરખાઈ કરી ને તેની સાથે ગયા નહી. હવે આપણાં માન ઊતરતાં થયાંછે તેમ સમજી લેવું. આ પ્રમાણે કાશીરામે બંને જણને કહ્યું, ત્યારે બંને જણ કહેવા લાગ્યાં કે તમારે જવું હોય તો જાઓ. અમો તેલના મળીદા ખાઈ અહીંજ રહીશું.

ધારો કે ભીક્ષાવતીથી તેલ મળીદો શું ભુંડોછે. અમારે કોઈ વાતે આવવું નથી ત્યારે કાસીરામે કહ્યું અરે મુરખો હવે અહીં રહેવામાં સાર નથી આ પલંગ ગાદલાં પણ લેઈ લેશે. હું ખાત્રી પુર્વક કહુંછું. પછે તમારી મરજી કાસીરામે ઘણી રીતે બંને જણને સમજાવ્યા. પણ તે સમજ્યા નહીં. છેવટે કાસીરામે ઘરે જવા માટે પોતાના સસરાને અરજ કરી, જેથી સસરાએ ખુશીથી રજા આપી. ને તેને ત્રણશે રૂપીઆનો શીરપાવ આપ્યો. ને ગામના દરવાજા સુધી વળાવવા માટે ગયા. આ વાતને પાંચ સાત દીવસ થવા આવ્યા ત્યાંવળી પ્રધાન રાજકચેરીમાં ગયો જેવો પ્રધાન પોતાના સ્થાનકે બેઠો કે ત્યાં રાજાએ પ્રધાનની મશ્કરી કરવાનો ઊચાર કરવા માંડ્યો. આથી પ્રધાન ઘણોજ જંખવાણો પડી ગયો ને કચેરીનું કામ કરી ઘરે આવ્યો. પોતાના છોકરાને બોલાવી કહ્યું કે હે બેટા આ શહે-

રમાં રાયચંદ શાહુકારની ઓરત સ્વર્ગવાશ થયેલ છે. જેથી તેના ઘરે હજારો માણસો લોકીક આવેલ છે. તું ત્યાં જા. અને મારા નામથી દશ બાર પરૂણાને અહીં સુવા માટે ઘણો આગ્રહ કરી તેડી લાવ. અને તેઓને તેડી લાવ્યા પછી તું એકદમ આ મેડીએ જજે ને કહેજે કે જમાઇરાજ ઊઠો. અમારા ઘરે પરદેશી પરૂણા આવેલ છે તેને જો ખાટલા ગોદડાં ન આપીએ તો અમારી ઇજત જાય. અને આપતો ઘરના મીજમાન છો એટલે હરકત નહીં એમ કહી ખાટલા ગોદડાં ઉપરથી ઊતારી લેજો. આ પ્રમાણે પુત્ર પરૂણાને તેડી લાવ્યો અને તે જમાઈ પાસેથી પલંગ ગાદલાં ખેંચી લીધાં અને તેઓને અકેકી ફાટેલી ગોદડી આપી. આ બનાવ જોઈ સંભુરામે ભોટાલાલને કહ્યું કે હવે હું રહેવાનો નથી. સબબ એકતો તેલ મગીદા ખાઈ મારૂં ગળુ બેશી ગયેલ છે તેમાં વળી ભોંય સુવાથી મારૂં તમામ શરીર દુઃખેછે. માટે મારૂં કહેવું માની હવે ઘરે ચાલો તો ઠીક નહી તો હવે ખાસડાં ખાવાનો વખત નજીક આવ્યોછે આ સાંભળી ભોટાએ કહ્યું તમારે જવું હોય તો જાઓ હુંતો નહીં આવું. સંભુરામ ત્યાંથી પોતાના સસરા પાસે આવ્યો. ને પોતાના દેશ તરફ જવાની અરજ કરી. સસરાએ સો રૂપીઆના શીરપાવથી તેને રજા આપી ને પોતાના ઘરના બારણા સુધી મેલવા ગયા. આ વાતને માશ એક થવા આવ્યો. પરંતુ ભોટાલાલ તો તેલ મગીદામાં મગ્ન રહી ભોંય પથારીમાં મ્હાલવા લાગ્યો.

ઘણા એક દીવસે પ્રધાન રાજકચેરીમાં પોતાનો જમાત્ર એક રહ્યોછે. તેની શેજશાજ વાત પોતાના ખાનગી માણસથી કરતો હતો. તેવામાં રાજાએ આવી ધીકારવા માંડ્યો. ને કહ્યું કે અરે મુરખ તારી દીકરીઓને તેં આવી જગ્યોએ આપી તેથી હું ઘણોજ દીલગીરછું. આ કરતાં તેને કુવામાં નાંખવી બહેતર હતી. ઘણી વખત સુધી પ્રધાનની મશ્કરી કરી કોર્ટનો વખત થઈ રહ્યા બાદ પ્રધાન ઘણો ચીંતાતુર થઈ ઘરે આવ્યો. પોતાની બેઠકમાં બેશી પુત્રને બોલાવ્યો. ને કહેવા લાગ્યો. અરે દીકરા હવે મારાથી દરબારમાં જઈ શકાતું નથી. આ જમાત્રને ઘરમાં રાખવાથી આપણી બે ઇ-

જત થાયછે. પરંતુ શું કરવું તેનો એકે રસ્તો સુજતો નથી ને તે આપણું ઘર છોડી જાય તેમ લાગતું નથી. હવે તો મારા ધારવા પ્રમાણે તેને ખાસડાં માર્યાં હોય તો તે જાય. પુત્રે કહ્યું બાપા જમાત્રને ખાસડાં શી રીતે મરાય. પ્રધાન કહેવા લાગ્યો સાંભળ. આવતી કાલે હું દરબારેથી આવું તે વખતે તું હાજર રહેજે. અને ચા પાણી તૈયાર રાખજે તે વખતે આપણે જમાત્રને ચા પીવા માટે બોલાવીશું. ને તે આવશે એટલે હું તને કહીશ કે ઘેલાસાને ત્યાંથી રૂપીઆ લાવવાનું મેં કાલે કહ્યું હતું તે લાવ્યો.

આ વખતે તારે એમ કહેવું કે શું તમે નોકરી મારા માટે કરોછો હું તો નહીં લાવું આ પ્રમાણે તું મારા સામું બોલીશ એટલે હું તને ગુસ્સે થઈ એક ખાસડું મારીશ. અને તે ખાસડું તું મારા ઉપર નાંખજે આ વખતે જમાત્ર બેઠા હશે અને હું એકદમ તુંને મારવા ધાઇશ. એટલે તું પણ સામો થજે. જમાત્ર આ બનાવ જોઈ આપણ બંનેને જુદા પાડવા આવશે અને તે વચમાં પડશે વચમાં પડે કે તુરત એક ખાસડું તારે મારવું અને એક હું મારીશ. પુત્રે કહ્યું કે ઠીક. બીજે દીવસે તેઓએ ઉપર પ્રમાણે કર્યું ને જમાત્રને ખુબ ખાસડાં માર્યાં જેથી બીન રજાએ તે ત્યાંથી પોબારા ગણી ગયો. હે શારથી આ ઉપરથી એમ સમજવું કે ઇશ્વરે આપણને ચાર અવસ્થાઓ આપી. બાળપણ શાનપણ જોબનપણ અને ઘડપણ તે માત્ર અવસ્થામાં તેઓ ત્રણે કાંઈ પણ ધર્મ કાર્ય કર્યું તો તે પહેરામણી લેઇને ગયા. અને ઘડપણ આવ્યું ત્યાં સુધીમાં કાંઈ પણ ધર્મ કાર્ય કર્યું નહીં. જેથી ભોટાલાલને ખાસડાં ખાવાં પડ્યાં. તે પ્રમાણે મારે પણ જમરાજાના હાથમાં ફસાવું પડશે. તો અરે મુરખ તું મને શા વાસ્તે રોકેછે. ને મારૂં કાર્ય શા વાસ્તે બીગાડેછે તુંને કાંઈ પણ ખબર પડતી નથી. તારો ધર્મ આવો છે કે ધર્મને માટે ધાવું. અને પાપને માટે પાછું હઠવું એ તારો ધર્મછે. તું ડાહ્યોછે. ચતુર છે. કેમ આ વખતે તારી અકલ ગુમ થઇછે. મુરખ વીચાર તો કર સંસારમાં રહેવાની મારી ઇચ્છા નથી. નાના પ્રકારના ભોગવીલાસ મેં અનંતીવાર કર્યાછે. હવે નાના પ્રકારના સુખમાં

રહેવાથી મારૂં મન તૃપ્ત થતું નથી તો હવે કેવી રીતે આ જીવન ગાળું.

મેં પ્રતીજ્ઞા લીધી છે કે આ જીવન તપશ્ચર્યામાં લગાડીશ. આમાં મારૂં શરીર નષ્ટ થશે. તોપણ હું મારા મનથી સફળ થયેલું સમજીશ. ધર્મ હિનતા હવે સહન થતી નથી. જીવનનું દુઃખ હવે સહન કરી શકતો નથી. તો હે સારથી આ વખતે તું મને મદદ આપી તપશ્ચર્યામાં વિઘ્ન ન આવે તેમ કર.

સારથીએ કહ્યું અહો રાજા ઘણા માણસોથી ભરપુર આ સુંદર નગર છે. આપના રાજમાં શોભાયમાન ચંદ્ર કાંત્તીવાન સાત પુત્રો છે; સોભાગ્યવંતી શીયળને દીપાવનાર છ ભાર્યાઓ છે. રત્નજડીત્ર જાળીઓથી શોભાયમાન અંતઃપુર છે. વીવીધ વાજીંત્ર સંયોગથી હાસ્ય લીલા છે. આવા અથાક સુખનો ત્યાગ કરીને આપને તપશ્ચર્યા કરવાની શી જરૂર છે. સાતે પુત્રનું દેવ સરખું યોવન છે, કોમળ શરીર છે. કાળા ભમરના જેવા વાળ છે. એવા ઉપરથી મમતા છોડી જવાની વાત કરોછો તે શું તમને લાજીમ છે. હું જવા આપીશ નહિ.

રાજાએ કહ્યું અરે મુરખ આ કાયા વીજળી જેવી ચંચળ છે પાણીના પરપોટાની માફક ક્ષણભંગુર છે. અને તેનું પરીણામ છેવટે માઠું છે. જ્ઞાનીઓ પણ તેના ભયથી પરીત્યાગ કરેછે. અને મુર્ખજ તેની શેવા કરે છે તો સારથી જરા વિચાર તો કર. કોણે ભોગવીલાસની તેમજ પુત્રાદીક લક્ષ્મી વીગેરે વીપરીત માયાની તૃપ્તી મેળવી છે; ને આ જીવનને જેટલું ભોગવવામાં આવેછે તેટલી ઇચ્છા પ્રબળ થાયછે. ભોગ તષ્ણાને આધીન થઇને માણસ શું દુષ્ટ કાર્યમાં લીન થતો નથી. તૃષ્ણાના ઘણા દોસ હું જાણુંછું. અને એમાં હું જડીત થઇશ નહિ. આ ભવ સમુદ્રમાંથી હું પોતે પાર ઉતરીને જગતને પાર ઉતારવાનો માર્ગ દેખાડીશ. હું પોતે મુક્ત થઈને આખા વિશ્વની મુક્તિનો રસ્તો ઉઘાડીશ. રાજાની આ વાત સાંભળી સારથી શોકસાગરમાં ડુબી ગયો. અને કહેવા લાગ્યો કે આપે શું સંસાર ત્યાગ કરવાનો નીશ્ચય કર્યોછે; રાજાએ કહ્યું મેં સંસાર છોડવાની દ્રઢ પ્રતીજ્ઞા લીધી છે. મોક્ષનો માર્ગ જોવાનો મેં નીશ્ચય કર્યો છે.

આ મારા માથા ઉપર હથીઆરનો વરસાદ વરસાવે તોપણ હું હવે ઘરમાં રહેવાનો નથી. મેરૂ પર્વત નીચે પડીને જો મારો જવાનો રસ્તો બંધ કરે તોપણ મારો વીચાર બંધ પડશે નહિ. એટલા માટે મને હવે ઘોડો જલદી આપ.

આ સાંભળી સારથી ઘોડો લેવા ગયો ને થોડીજ વારમાં લાવી આપ્યો. જેથી રાજાએ એકદમ છલંગ મારી ઘોડાને નચાવતો કુદાવતો લેઈ ચાલ્યો. પાછળ સારથી પણ ગએ. બે ચાર ગઉ ગયા ત્યાં રાજાને વીચાર ઉત્પન્ન થયો કે હવે હું મારી નગરી કે દીવસે જોઇશ. લાવ છેલીવાર તમામ જોઇ લેઉ. એમ વીચારી ઘોડાને થોભી છેટેથી દ્રષ્ટી કરી જોઇ લીધી ને ત્યાંથી ઘોડાને દોડાવી મુકયો.



## પ્રકરણ ૧૮ મું.

રાત્રીમાં ને રાત્રીમાં ઘોડો પચાસ ગાઉ ગયો. પોતાનો દેશ છોડી પરદેશમાં ગયો. ત્યાં રાજા ઘોડેથી હેઠા ઉતર્યા. ને સારથીને કહ્યું અરે સારથી આ મારો પોશાક અને ઘોડો લેઇને તું પાછો જા. હું અહિં સાધુનો વેશ ધારણ કરીને મારી મરજી પ્રમાણે ચાલ્યો જઇશ. આ સાંભળી સારથીએ કહ્યું મહારાજ હું પણ સાધુ થઇને આપની સાથે આવીશ. આવી રીતે સારથીએ ઘણી વીનંતી કરી પરંતુ રાજાએ તેનું કહેવું માન્યું નહિ. રાજાએ તમામ અલંકાર પોશાક સારથીના હાથમાં આપ્યા. સારથી મુગે મોઢે આ દુઃખદાયક દેખાવ જોવા લાગ્યો. ત્યાં રાજાએ પોતાના વેણીકેશ કટારથી કાપી નાખ્યા પોતે પહેરેલા રત્ન જડીત્ર વસ્ત્ર ઉપર નજર કરીને વીચાર કર્યો કે આ કીમતી વસ્ત્ર ભીક્ષુકને યોગ નથી. એટલા માટે તેનો પણ ત્યાગ કરવો જોઈએ. ચારે બાજુએ નજર કરીને જોયુ તો એક વાદી જંગલમાં સાપ પકડવાના સબબથી ફરતો દીઠો. તેને પાસે બોલાવી સાપ નહીં પકડવાની આગડ કરાવી અને તેના વસ્ત્રની સાથે પોતાના વસ્ત્રનું અવલંબન કર્યું. વાદી આ કીમતીદાર વસ્ત્ર વેચવા માટે નગર તરફ ગયો. જેનું શરીર સર્વદા મણિ મુક્તાથી જડિત્ર રહેતુ હતું; જેના વાળની સુંદરતા કરવા માટે અનેક નોકરો લાગી રહેતા હતા. જે

ગાડી ઘોડા વિના કદીપણ એક ડગલું ભરતો નહોતો તે દિવ્ય કાંત્તી અને સુકોમળ શરીરમાંથી રાજાએ અલંકાર કાઢયા. ને સુંદર વાળ કાપી નાખ્યા. સુકોમળ પગ ઉઘાડા કર્યા ભગવું ફાટેલું કપડું પહેર્યું. હાથમાં ભીક્ષા પાત્ર લીધું. કમરમાં એક જુની ચાદર વીંટી લીધી. ને તે સાધુ થયો. આ વખતે સારથીએ વીચાર્યું કે અહા પરમેશ્વર આ સંસારમાં જે જીવન પર્યંત રાજ્ય સુખ ભોગવશે એવું ધાર્યું હતું. તેને ભીક્ષા પાત્ર હાથમાં આપીને ઘરતી બહાર કાઢયોછે અને આ રાજા રાજ્યમાં રહી ચહેનબાજી કરશે તેની જીવનતરી દુઃખ સાગરમાં ડુબાવી નાખી. હે ઈશ્વર તારી ગહનગતી છે.

આ વખતે રાજાનો સાધુ વેશ જોઇને સારથી વસ્ત્રથી મુખ ઢાંકી રોવા લાગ્યો. રાજાનો આવો વેષ જોઇને આંસુ આણ્યાં. પુત્રોનો અતુલ વૈભવ અને સુંદર મહેલ અનુપમ શક્તિ રૂપવંતી ભાર્યાઓ અને દાસદાસીઓને પછવાડે રાખી આ રાજાએ પચાસ વર્ષની ઉમરમાં સાધુનો વેશ ધારણ કર્યો. રાજાએ સારથીને કહ્યું આ અલંકાર લેઇ જઈ તું પુત્રને આપજે અને સર્વેને કહેજે કે મારા માટે કોઇ દુઃખ ન કરે. પુત્રને કહેજે કે હું અજ્ઞાની નથી. કાંઈ સંસારી દુઃખથી વીરક્ત થઈને હું સાધુ થયો નથી. દુઃખ શાંતીનો ઉપાય સોધવા અને જીવની દુરગતી દુર કરવાને માટે સાધુ થયોછું. જ્યારે મારી આશા પરીપુર્ણ થશે ત્યારે પુત્રો પાસે આવીશ. અને તે વખતે સજળાનાં આંસુ લોહીશ. એટલા માટે તું જલદી ઘેર પાછો જા. અને પુત્રોને ખબર આપી શાંત્તી કર. જો વધારે વખત થશે તો ઘણાં દુઃખને લીધે તેમનું હૃદય ફાટી જશે. હે સારથી હવે વીલંબ કરીશ માં અને તું પણ મારા માટે ખેદ કરીશ માં; તું જલદીથી પાછો જા. સારથી ઘોડા લેઇ પાછો ઘર તરફ ફર્યો.

જ્યાંસુધી નજર પડી ત્યાં સુધી પાછું વાળી રાજાને જોતો હતો જ્યારે રાજા દેખાયો નહિ ત્યારે મોટે અંવાજે રોતો રોતો ચારે બાજુએ શોકસાગરમાં તણાતો ઘર તરફ જવા લાગ્યો. સ્મશાનમાં પોતાના પીતાને અગ્નીસંસ્કાર કરીને પુત્ર જેમ રોતો રોતો ઘર તરફ પાછો ફરે તેમ સારથી રોતો રોતો આવ્યો. રાજા ઘરમાંથી ગયા

ત્યાર પછી અંતઃપુરીકાઓએ રાજાને નહિ જોયાથી ઓરડે ઓરડે સોધવા નીકળી. અંતઃપુરના સઘળા ઓરડામાં તપાસ કરી પરંતુ રાજાને જોયો નહિ. તેથી તેઓ નીરાશ થઈને ઊંચે સ્વરે વિલાપ કરવા લાગી. ગંભીર રાતમાં આ વીલાપ સાંભળી તમામ પ્રાણીઓ જાગ્રત થયા. અને આ શોકાતુર અવાજ સાંભળી છએ પુત્રો ચીંતાતુર થયા ને બીછાના ઉપરથી ઉઠી બેઠા થયા. અંતઃપુરમાં શેની ગડબડ થાયછે તે જાણવા માટે ચાકરોને મોકલ્યા. ચાકરોએ જલદી ખબર કાઢીને પાછા આવીને બોલ્યા.

આજે રાજા અંતઃપુરમાંથી કહિં જતા રહ્યા છે. ઘણીએ તેમની સોધ કરી પરંતુ પત્તો મળતો નથી. આવું સાંભળી પુત્રો પણ તરફડીઆં મારવા લાગ્યા શોકાતુર થઈ કોઇને નગરની ચોકી કરવામાં કોઇને નગરમાં સોધવાને મોકલ્યાં. તેઓ જલદી પાછા આવ્યા નહિ જેથી સોધવાને બીજાં નવાં માણસો મોકલ્યાં. નગરમાં કોઇપણ જગ્યા સોધ્યા વિનાની રહી નહિ. પરંતુ કોઇ જગ્યેથી રાજા મળ્યા નહિ ત્યારે કુંવરોએ ચારે બાજુએ ઘોડેસ્વારો મોકલ્યા. અને તેઓને હુકમ આપ્યો કે પીતાને મેળવ્યા શીવાય તમે ઘેર પાછા આવશો નહિ.

ઘોડેસ્વારો ચારે બાજુએ વીજળીની પેઠે દોડયા. પર્વતોમાં ફરીને રાજાની તપાસ કરી પરંતુ રાજાનો પત્તો લાગ્યો નહિ. તેઓએ દેશદેશાંતર જઈને રાજાની સોધ કરી પરંતુ રાજા કાંઇપણ મળ્યા નહિ; ઘણી તપાસ કર્યા પછી ઘોડેસ્વારનાં ટોળાંએ દુરથી એક માણસને વસ્ત્રાદીક માથા ઉપર મુકીને આવતો દીઠો. આ માણસે વસ્ત્રના લોભથી રાજાના પ્રાણ લીધા હશે. એવું મનમાં નકી કરીને તેઓએ પેલા માણસને પકડ્યો. એટલામાં સારથી રાજાનાં ઘરેણાં લેઇ રોતો રોતો આવ્યો; તેની પાસેથી સર્વ હકીકત જાણી ત્યારે પકડેલ માણસને છોડી મુક્યો. જ્યારે ઘોડેસ્વારોએ સાંભળ્યું કે રાજા સાધુ થયો છે; અને રાજા હવે ફરીને ઘરે આવશે નહિ તેથી તેઓ સારથી સાથે ખેદયુક્ત મનથી પાછા વળ્યા.

સારથી અલંકાર લેઇને અંતઃપુરમાં જ્યાં પુત્રો ઉદાશી બેઠા

હતા ત્યાં ગયો અલંકાર જોઇને છએ પુત્રો ઊંચા સ્વરથી રોઈ પડ્યા; આ રોવાનો અવાજ સાંભળતાંજ ચારે બાજુઓથી રાણીઓ દોડી આવી અને જમીન ઉપર પછડાઇને આક્રંદ કરવા લાગી. આ ખબર સાંભળી પાછો ઇંદ્રજીત ત્યાં આવ્યો. પોતાની દીકરીઓનાં હૃદય ફાટી જાય તેવો વીલાપ સાંભળી ઇંદ્રજીત મુર્છીત થઈ પડ્યો. અને ઘણી મુશીબતે સાવચેત થયો અને વિલાપ કરવા લાગ્યો હા! આંધળાની લાકડી હા! ગ્રંથનું ધન; મુને છોડીને ક્યાં ગયા. અહો પુત્ર મારો બીજો કોઈ નથી; હવે આ કલેશ સહન થતું નથી; શરીરના ટુકડે-ટુકડા થઈ જાયછે. આમ બોલતો બોલતો પાછો મુર્છીત થઇ પડ્યો

આવી રીતે વારમવાર અફસોસ કરવા લાગ્યો. રાણીઓના વિલાપ વાક્ય સાંભળીને સર્વ ઉદાશી થઈ ગયા. ચાકરો અવીરલ ધારાથી આસુ પાડતા હતા. પ્રજા હાહાકાર શબ્દો બોલતી હતી તે-વામાં શ્રીનગરના રાજાને આ ખબર થઈ જેથી તે આવી પહોચ્યા; ને કહેવા લાગ્યા કે અરે તમે આટલોબધો અફસોસ શા માટે કરો-છો. રાજા રાસીંગજીએ જગતનાં દુઃખ દુર કરવા માટે પોતાના સર્વ સુખનો ઉત્સર્ગ કર્યો છે. એના કરતાં બીજું કયુ સતકાર્ય આ દુનીયામાં છે. માટે હવે કોઈ તેમના માટે ખેદ કરશો નહિ તેનું જી-વનવ્રત સફળ થાઓ એવો સર્વ આશીરવાદ આપો. આ સાંભળી છએ કુમાર તેગજ છએ રાણીઓએ મુગેમુગા ઉઠી રાજાનો અલં-કાર સરોવરમાં જઇને નાખ્યો. એટલે તમામ ડુબી ગયો. હવે છએ રાણીઓનો પતી જતો રહ્યોછે તેથી દીલમાં બળવા લાગી અને છએ સ્ત્રીઓએ હાથમાં માળાઓ લેઇ પોતાના શોભતા ઉતારી અ-ણુશોભતા પહેરી માથાના વેણી કેશ કાપી નાખી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી અને જમીન ઉપર સુવાનું વ્રત લીધું. ઉત્તમ ભોજનનો ત્યાગ કરીને કોઇ વેળાએ એક વખત ખાવા લાગી. અને કોઇ દીવ-સ અપવાસ કરવા લાગી.

એજ દીવસથી છએ સ્ત્રીઓએ પોતાના શરીર ઉપરની મ-મતા છોડી દીધી અને બ્રહ્મચર્યાનુષ્ટાનમાં દીવશો ગુજારવા લાગી. સ્વામી સઘળું છોડીને સાધુ થયાછે. તો પ્રતીવ્રતા સ્ત્રી બીજું શું કરે.

ઇંદ્રજીતે તેમજ શ્રીનગરના રાજાએ પોતાની દીકરીઓને કહ્યું કે તમે અમારા ઘેર ચાલો. અને હવે તમે શોક છોડી આપો. વીવીધ પ્રકારે સમઝાવતા છતાં સ્ત્રીઓએ પોતાનું ઘર છોડયું નહી ને ત્યાંજ રહી. રાયસીંગજીએ સંસારથી મુક્ત થઇને વનમાં ઘણા દીવસ ગાળ્યા. ને વીચાર કરેછે કે હું સંસાર બંધન છોડી શકયોછું. તો હવે દેહ સાધનમાં સંપુર્ણ રીતે વરતીશ. એ વીચારથી તે ઘણોજ ખુશી થયો. અને ત્યાંથી દક્ષીણ દીશા તરફ જવા નીકળ્યો અને તેને ઘણા દીવશે એક મ્હાત્મા પુરૂષની સંગત થઈ. જેથી તેને સાધુનો વેશ ફરીથી ગ્રહણ કર્યો. તેઓએ નવો સાધુ જાણી તેને બેસવાનું આસન આપ્યું. થોડા દીવસ પછી ત્યાંથી નીકળી ઉત્તર દીશા તરફ વીહાર કર્યો. ને તે ત્યાં એક કાશ્મીરપ્રીન મળ્યો. તે પુરૂષ મ્હાપંડીત તરણુશે શીશો સાથે રહેતો હતો. આ રાજાનું અનોપમ રૂપ જોઈ આશ્ચર્ય પામ્યો અને ઘણા સનમાંન સાથે પોતાના આશ્રમમાં તેને જગ્યા આપી.

રાયસીંગજી તેની પાસે દર્શન શાસ્ત્ર અને ધ્યાન શીખવા લાગ્યાં. જેથી થોડા દીવસમાં તે હીમતવાન હતો તેથી ગુરૂની વીધ્યા શીખી ગયો. અને ત્યાંથી જુદો પડી પાસેના એક પહાડમાં ગયો. અને સમાધી લગાવવામાં તત્પર થયો. ફક્ત સ્વારના પહોરમાં તે ભીક્ષાપાત્ર હાથમાં લેઇને ખાવાનું એકઠું કરવાને માટે પાસેના રાજગ્રહમાં ઘેર ઘેર ભીક્ષા માગવા લાગ્યો. નગરવાશીઓએ તેનું મનોહર સુંદર રૂપ જોઈ આ પુરૂષ કોઈ મ્હોટો છે તેવા હેતુથી વારંમવાર તેનાં દર્શન કરવા લાગ્યાં. સ્ત્રીઓ ઘરનાં કામ છોડી આપી તેને જોવાને માટે બારીઓમાં જતી હતી. રસ્તે ચાલનારા આ સાધુના મો સામુ જોઈ ચકીત થઈ ઉભા રહેતા હતા. વેપારીઓ વેપાર બંધ રાખી આ સાધુના મોં સામું એકી ટસે જોતા હતા, તે શહેરના રાજાના ચાકરોએ રાજાને ખબર આપી કે એક સુંદર પુરૂષે આપણા શહેરમાં પ્રવેશ કર્યોછે. તે દેવમુરતી ધારણ કરીને ચંદ્ર રાહુના ભયથી ભાગીને આવ્યો લાગેછે. આ સાંભળી રાજા છેટેથી તે મનોહર મૂર્તિ જોઇને ખુશી થઈ ગયો. અને ચાકરોને તે પુરૂષ રહની પછવાડે જવાની આજ્ઞા આપી. રાયસીંગજી પોતાના આશ્રમે જઇને લાવેલી

